પ્રેમભક્તિ-ગ્રંથમાળા

# અર્ધશતાબ્દિના અનુભવબોલ



ન્હાનાલાલ દલપતરામ કવિ

# પ્રેમભક્તિ-ગ્રન્થમાળાનાં
## નવીન ગ્રન્થો અને આવૃત્તિઓ

---

**પ્રથમાવૃત્તિની સાલ**

| | | |
|---|---|---|
| ૧૭ | શકુન્તલાનું સંભારણું ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૬ |
| ૧૮ | કુરુક્ષેત્ર: પ્રથમ કાંડ, યુગપલટો ( ૩ જી આવૃત્તિ ) | ૧૯૨૬ |
| ૧૯ | કુરુક્ષેત્ર: દ્વાદશ કાંડ, મહાસુદર્શન ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૦ | ઉદ્‌બોધન ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૧ | અર્ધશતાબ્દિના અનુભવબોલ ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૨ | સંસારમન્થન ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૩ | વિશ્વગીતા ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૪ | ઇન્દુકુમાર, અંક ૨ જો ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૫ | ન્હાના ન્હાના રાસ, ભાગ ૨ જો ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૮ |
| ૨૬ | ગીતમંજરી | ૧૯૨૮ |
| ૨૭ | જહાંગીર–નૂરજહાન | ૧૯૨૮ |
| ૨૮–૨૯ | કુરુક્ષેત્ર: ચતુર્થ કાંડ, યોધપર્વણી | ૧૯૨૮ |
| | કુરુક્ષેત્ર: પંચમ કાંડ, પ્રતિજ્ઞાદ્વન્દ્વ | ૧૯૨૮ |
| ૩૦ | કુરુક્ષેત્ર: એકાદશ કાંડ, શરશય્યા | ૧૯૨૯ |
| ૩૧ | કુરુક્ષેત્ર: દ્વિતીય કાંડ, હસ્તિનાપુરના નિર્ઘોષ | ૧૯૩૦ |

## ૧૯૩૦ માં છપાશે

૧ શાહાનશાહ અકબરશાહ
૨ ઇન્દુકુમાર અંક ૩ જો, સમર્પણ
૩ પાંચ ઉપનિષદો, સમશ્લોકી
૪ ધર્મમન્થન
૫ સંબોધન
૬ કુરુક્ષેત્ર: તૃતીય કાંડ, નિર્ધાર
૭ કુરુક્ષેત્ર: દશમકાંડ, કાળનો ડંકો
૮ જહાંગીર નૂરજહાંન ( ૨જી આવૃત્તિ )

કુરુક્ષેત્ર મહાકાવ્યના ૭ કાંડ છપાયા છે: ૧૯૩૦ માં બીજા બે કાંડ છપાશે.

# પ્રેમભક્તિ–ગ્રન્થમાળા

---

| | | |
|---|---|---|
| | | **પ્રથમાવૃત્તિની સાલ** |
| ૧ | કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૩ |
| ૨ | રાજસૂત્રોની કાવ્યત્રિપુટિ | ૧૯૦૪–૦૫–૧૧ |
| ૩ | વસન્તોત્સવ (૩ જી આવૃત્તિ) | ૧૯૦૫ |
| ૪ | કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૮ |
| ૫ | ઇન્દુકુમાર, અંક ૧ લો (૩ જી આવૃત્તિ) | ૧૯૦૯ |
| ૬ | ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો (૬ ઠ્ઠી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૭ | શ્રીમદ્ ભગવદ્‌ગીતા, સમશ્લોકી (૨ જી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૮ | જયા–જયન્ત (૪ થી આવૃત્તિ) | ૧૯૧૪ |
| ૯ | મેઘદૂત, સમશ્લોકી (૩ જી આવૃત્તિ) | ૧૯૧૭ |
| ૧૦ | ઉષા (૫ મી આવૃત્તિ) | ૧૯૧૮ |
| ૧૧ | ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨ | રાજર્ષિ ભરત (૨ જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૩ | પ્રેમકુંજ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૪ | પ્રેમભક્તિ–ભજનાવલિ | ૧૯૨૪ |
| ૧૫ | સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૬ | વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી | ૧૯૨૫ |

---

प्रेमभक्ति-ग्रन्थमाळा

# અર્ધશતાબ્દિના

# અનુભવબોલ

( સુવર્ણ જયન્તીઅવસરનાં વ્યાખ્યાનો )

ન્હાનાલાલ દલપતરામ કવિ


વિ. સં. ૧૯૮૬ ઇ. સ. ૧૯૩૦

કીંમત સવા રૂપીઓ

પ્રકાશક:

ન્હાનાલાલ દલપતરામ કવિ,

ભદ્ર, અમદાવાદ, નં. ૧



આવૃત્તિ ૧ લી: ૧૯૨૭ : પ્રત ૧૫૦૦

આવૃત્તિ ૨ જી: ૧૯૩૦ : પ્રત ૧૧૫૦

૧૯૨૭ ની સાલ પછી પ્રેમભક્તિ-ગ્રન્થમાલાના પ્રત્યેક ગ્રન્થની પ્રત્યેક પ્રત ઉપર કર્તાની ટૂંકી સહી હોય છે.



મુદ્રણસ્થાન: આદિત્ય મુદ્રણાલય, રાયખડ રોડ, અમદાવાદ

મુદ્રક: ગજાનન વિશ્વનાથ પાઠક

શતદલ પદ્મમાં પોઢેલો

હો ! પરિમલ દાખવો હોય જો દીઠેલો. (ધ્રુવ)

શોધ્યાં સરોવર, શોધી ફૂલવાડીઓ,

શોધી રસકુંજ જ્યહાં રમેલો;

શોધી આયુષ્યની મ્હોસી અમરાઇઓ:

દીઠો ન દુનિયાંફેરેલો:

હો ! પરિમલ દાખવો હોય જો દીઠેલો.

ફૂલડે ફૂલડે વસન્ત શો વસેલો,
પાંખડી પાંખડી પૂરેલો;
ભ્રમર ભ્રમર કીધ સંગીતસોહામણો,
પંખીડે પંખીડે પઢેલો:
હો! પરિમલ દાખવો હોય જો દીઠેલો.

અઢઘેરી પાંદડીઓ વીણુતામાં વેરી, ને
આસવ ઢોળીઓ અમોલો;
હૈયાના ધૂપ સમો ઉડતો બતાવો કોઇ
જીવનપરાગ જગતઘેલો:
હો! પરિમલ દાખવો હોય જો દીઠેલો.

શતદલ પદ્મમાં પોઢેલો
હો! પરિમલ દાખવો હોય જો દીઠેલો.



# પ્રસ્તાવના



આયુષ્યઅર્ધશતાબ્દિના ઉત્સવઅવસરે ગુજરાતમાં સ્થળેસ્થળે ઉચ્ચરાયેલા અનુભવબોલનો આ મુજ એકત્ર સંગ્રહ ગુજરાતના ચરણમાં ધરૂં છું. ગુજરાતનું છે, ને ગુજરાતચરણે જ એ શોભે. ચિત્રદર્શનોની પ્રસ્તાવનામાં આપણા ગુણવન્તાઓનાં ગુણગૌરવનો નિર્દેશ કર્યો હતોઃ આ સંગ્રહમાં–વિશેષતઃ–આપણું સ્થળસ્થળનું ઇતિહાસગૌરવ છે. ગુજરાતનુ ઇતિહાસગૌરવ પ્રત્યેક ગુર્જર સન્તાનને જીહ્વાગ્રે વિરાજી રહેશે ત્ય્હારે ગુર્જર મહાપ્રજાનો પુનરવતાર થશે.

આ મહોત્સવ તો ગુજરાતનો **સરસ્વતીસત્ર** હતો. દલપતકુલની એંશી વર્ષની અખંડ સાહિત્યસેવાનો જાણે આ ઉત્સવ હતોઃ અમે તો નિમિત્ત માત્ર હતાં. એટલે અમારે કાજે ઉચ્ચારાયેલાં પ્રશસ્તિવચનો આમાં સંગ્રહેલાં નથી.

આ સમારંભ વેળા કવિબન્ધુઓનાં કાવ્યફૂલડાંની રસવૃષ્ટિ યે અમારે માથે કાંઇ ઓછી વરસી નથી. ઉરઉમળકાના ને કવિત-રસના ફૂવારાની એ ધારાઓ તો જાણે અમ શીરે વસન્તમાં મ્હોરેલી

આમ્રમંજરીઓ વરસી રહી હતી. એમના આભારપરિમલ વિસાર્યો યે વિસરાય એમ નથી. ગુજરાતના કવિકુલે તો આ રસોત્સવને એવો વધાવી લીધો કે જાણે વર્ષામાં મોરલા ગરજી ઉઠયા.

'ગુજરાત એટલે ગુણપૂજાનું ધામઃ શ્રી કૃષ્ણચન્દ્ર કહેશે, શ્રી વલ્લભાચાર્યજી કહેશે, શ્રી સ્વામી નારાયણ કહેશે, શ્રી પારસીસંઘ કહેશે, શ્રી કિન્લાક ફોર્બ્સના દેશબન્ધુઓ કહેશે. ગુજરાતની એ ગુણજ્ઞતાનું મ્હારે માથે તો બે-બે પેઢીનું મહાઋણ છે, ને આજે મ્હારે તો એ ઉચ્ચરવાનું છે.' વસન્તમાં કહ્યું હતુ એ જ વર્ષામાં કહું છું. ઉત્સવ ગુણરસિકોએ આરંભ્યો ને જનતાને ઉત્સવમાં ન્હોતરી. ઠામઠામ ગુર્જર નરનારે હજારહજારની મેદનીમા ટોળે મળી કવિવર ભવભૂતિની સાક્ષી પૂરી કે **गुणाः पूजास्थानं गुणिषु, न च लिंगं, न च वयः**. મુબઈની જનતા કાજેનું મ્હારૂં આભારદર્શન એ જ ગુજરાત અને મહાગુજરાત ( જયપુર, દિલ્હી, કરાંચી ) ની સમસ્ત ગુર્જર જનતા કાજેનાં અમારાં આભારવચન છે.

મુમ્બઇ નગરીએ ને ત્હાંના સુન્દરીસંઘે એ આરંભ્યું, ને ગુજરાતની પ્રધાન નગરીઓએ ને તે તે નગરીઓના સુન્દરીસંઘે એ ઝીલી લીધું. અને એટએટલાં ઉમંગ ને રસથી ગીત ગાઇ ગાઇને સુન્દરીસંઘે તો ઉત્સવ ઉજવ્યો કે જાણે વીશ વર્ષજૂના મ્હારા શબ્દોની પ્રતીતિ આપતા હોય ને કે ગુજરાતનો સુન્દરી-સંઘ બ્હેરો યે નથી કે મુંગો યે નથીઃ કવિતાના રસામૃત ઝીલ-વામાં પુરુષસંઘનાથી ડગલું યે પાછળ નથી. એમના ઉત્સાહઉછળતા ગીતકલ્લોલ સાંભળીને અમારા આયુષ્યના થાક ઉતરતા હતા. સ્થળ-સ્થળની ગુર્જર જનતાની એ ઉર્ધ્વવાહિની રસાનન્દતૃપ્તિમાંથી અમારા આત્માનંદના પરમ સન્તોષામૃત અમને સાંપડયાં છે.

ન્હાનાલાલ દલપતરામ કવિ



# આભારવચન



( ઉત્સવપ્રસંગનાં મુંબાઈમાંનાં સંમેલનો પછી તા. ૧૦ એપ્રિલ ૧૯૨૭ ના ' ગુજરાતી ' ના અંકમાં નીચેનો સન્દેશ પ્રગટ કરી મુંબઇની ગુણજ્ઞ જનતા પ્રત્યેનો અમારો આભાર દર્શાવ્યો હતો. )

અને શા શા આભાર માનું ?

સાચ્ચે જ મુંબઇની ગુણજ્ઞ જનતાનાં આભારી છીએ. કલાપી કહે છે કે સારો સંસાર, વિશાળી હવેલીની પેઠે, અંગઅંગના પરસ્પરને આધારે ઉભો છેઃ કોણે કોના આભાર માનવાના હોય ? છતાં જેટજેટલો ' વશેક '–સવિશેષતા, એટએટલું આભારદર્શને હોય જ ને ?

મ્હારો કંઇકે હક્ક હોય તો અમદાવાદ કે રાજકોટ ઉપર. રાજકોટને મ્હારાં ભરજોબનનાં વર્ષો આપ્યાં છે. અમદાવાદમાં જન્મ્યો,

ઉછર્યો, અમદાવાદને ઉછંગે મ્હાલ્યો છું. મુંબાઇ પ્રત્યે 'વશોક 'નોસવિશેષતાનો મ્હારો લક્ષ લેશે નથી.

તે છતાં મુંબઇની જનતાએ ખુબ કીધી. 'ખૂબ કીધી ' એ પણ પૂરતા શબ્દ નથી: હદ-બેહદની કીધી. કવિતા ઉપર, આજની કવિતા ઉપર, એક વિદ્યમાન કવિની કવિતા ઉપર મુંબઇ આટઆટલું પ્રેમઘેલું હોય એ આજના ઇતિહાસવેત્તાને યે નવજ્ઞાન નથી શું ?

મુંબઇ લક્ષ્મીવન્તું છે ને લક્ષ્મી વરસે છે. દુષ્કાળના અવસર જૂવો કે અસહકારનો અવસર નિરખો; લક્ષ્મીવર્ષણમાં મુંબઇ અગ્રેસર છે. પણ ભાવવર્ષણમાં યે મુંબઇ અગ્રેસર નીવડશે એ ભવિષ્ય કયો ભવિષ્યવેત્તા ભાખી શકત ? કવિઓ તો પ્રાયઃ ભાવભૂખ્યા હોય. મુંબઇએ તો આ ઐતિહાસિક પ્રસંગ ઐતિહાસિક રીતે જ ઉજવ્યો છે.

મ્હેં કદી સંપ્રદાયનો વાડો બાંધ્યો નથી. મ્હારાં સગાંઓએ આસ્માનની ટોચે મ્હારો ગબારો ચ્હડાવ્યો નથી. ગુણવન્તા અન્યને અસૂયાની લેખિનીએ વર્ષોના વર્ષો અવમાની મ્હારાં ગુણગાન મ્હારી મિત્રમંડળીએ ગાયા કીધાં નથી. ગુર્જર જનતાની નિજની જ શુદ્ધ બુદ્ધિની ગુણપારખ એ જ સાચ્ચી પારખ છે, એવી મ્હને જીવનભરની શ્રદ્ધા હતી. મ્હારી એ શ્રદ્ધા સાચી નીવડી છે. દલપત, નર્મદ, ગોવર્ધન, ન્હાનાલાલ આ નવયુગના મુઝાવર વિનાના લોકપૂજ્ય સાહિત્યસેવકો છે. ને દલપતરામ તો ભાખી જ ગયા છે કે 'કવિતા ને કસ્તૂરી તે સાક્ષી વિના સિદ્ધ થાય.' જનતાને અવળે માર્ગે દોરી જવાય, જનતા ભૂલભૂલામણીમાં યે પડે, પણ તે પખવાડિયુંક. આખરે તો 'પંચ બોલે તે પરમેશ્વર' એ ગુર્જર અનુભવસૂત્ર ને "Vox Populi is Vox Dei," એ રોમન અનુભવસૂત્ર જ સાચ્ચાં છે. પંચનો બોલ એ જ પરમેશ્વરી બોલ.

અને મુંબઇનું પંચ બોલ્યું. એ પચરંગી ઉત્સવમંડલ: એ સ્કાઉટસનો બાલસંઘ; રાસ, ગીત, ભજનો, સંવાદો, ગોફગુંફન ભજવતો સુન્દરીસંઘ; એમનો ફૂલપાનશણગાર્યો વસન્તમાંડવા શો ઉત્સવમંડપ; પ્રશસ્તિઓ ગાતા કવિબન્ધુઓ; ચૈત્રી પડવાએ લીમડાનો મહિમા છતાં નરી સાકર પીરસતા મીઠડા ગુણદર્શી ભાષ્યકારો; બિરદાવલી ઉચ્ચરતી 'ગુજરાતી' અગ્રેસર છાપામંડળી; અને છેલ્લે છેલ્લે મુંબઈ શારદાપીઠમાં મુંબઇની ગુણજ્ઞતાનું હેલે ચ્હડેલું માનવસરોવર; ચિત્રવત્ મોહમુગ્ધ કાવ્યરસીલાંઓનો એ સાહિત્યસમૈયો; અને મ્હારા કરતાં યે મ્હારા ફુલમાંડવડાની છાયાલતાનું કીધેલું અનન્ય સન્માન; અહોરાત્ર દાયકાઓકીધી એ અબોલ શુશ્રૂષા ને હૈયાના થાક ઉતારી ગુર્જર કુંજે ઉડતા ફુવારાને સરખતા સાધી આપનાર સાધ્વીની ગુર્જર જનતાએ દાખવેલી અનુપમ કદરશનાસી: એ સહુ રસવિભુતિઓ ગુર્જર સાહિત્યની ઇતિહાસપર્વણીનો રસયોગ ઉચ્ચરતી હતી. મુંબઈનું પંચ બોલ્યું કે ગુર્જર જનતાએ વીસમી સદીની પહેલી પચ્ચીસીનો સરસ્વતીસત્ર ઇતિહાસ સાંભળે એમ આજે ઉજવ્યો છે.

એ ઝુલઝુલિયા બાલકોનાં, એ કોકિલકંઠી ગુજરાતણોનાં, એ કવિબન્ધુઓનાં, એ ભાવનિર્ઝરતા નેણુંળાં ગુજરાતીઓનાં અમે ગુણઓશિંગણ છીએ—એમનાં ભાવવર્ષણને કાજ: જાણે ફૂલફૂલમાથી સુવાસનાના પરિમલભભકાર ભભૂકી ઉઠી માથે વર્ષ્યા ! મુંબાઇની ગુણજ્ઞ જનતા એવી મઘમઘી રહી હતી.

એમનાં કેટકેટલાક ગુણઓશિંગણુ થઇએ ! જેટજેટલાં થઇએ એટએટલાં ઓછાં જ.

સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ:
ચૈત્રી શુક્લ પંચમી,
વિ. સં. ૧૯૮૩.



# અનુક્રમણિકા







# સરસ્વતીસત્ર

(ઉત્સવને પ્રથમ દિવસે, તા. ૨ જી એપ્રિલ ૧૯૨૭ શનિવારે સ્હાંજે મારવાડી વિદ્યાલયના ચોકમાંના ઉત્સવ-મંડપમાં મુંબાઇની સન્નારીઓનાં ગીત રાસ ભજન સંવાદ ગોફગૂંથણ પછી ઉત્સવ કાજે ટોળે મળેલાં નરનારને નીચેનું સંબોધન કરી યુગપલટો કાવ્ય વાંચી સંભળાવ્યું હતું.)

મુંબાઇનાં ગુણરસજ્ઞો !

મ્હારી ઉમ્મરભરમાં અનેક સભાઓને મ્હેં સંબોધી છે, પણ મુંબઈ નગરીની આ સભાને સંબોધતાં હું ઘડીક થંભી જાઉં છું. આપની સમક્ષ હું અત્ય્હારે ભાષણ કરવા ઉભો નથી. ફક્ત બે જ શબ્દ કહીશ.

આજના સમારંભને હું કોઈ વ્યક્તિનો સમારંભ માનતો નથી. હું તો માનું છું કે આજ મુંબઇ નગરીનાં સજ્જનો અને સન્નારીઓ **વીસમી સદીની પહેલી પચ્ચીસીનો સરસ્વતીસત્ર** ઉજવે છે. સાચા બ્રાહ્મણો યે યજ્ઞના અગ્નિ સમક્ષ ઉભતાં થરથરે, તો હું આજ થરથરૂં એમાં આશ્ચર્ય શાં?

સમસ્ત ગુજરાત સમક્ષ હું પોતે તો તેનો તે જ

છું. મ્હારા તેના તે જ ગ્રન્થો ગુજરાતકાઠિયાવાડ સમક્ષ પડેલા છે. તેમ છતાં મુંબઈ નગરીને જ આ સાહિત્યયજ્ઞ ઉજવવાનો વિચાર કેમ સ્ફૂર્યો ? મુંબઇ નગરી અદ્‌ભુતવર્ણી છે; મુંબઈ નગરી અનેકરંગી છે. એનો એક રંગ નથી. કેટલીક નગરીઓના રંગ પારખવા કપરા છે. લંડન નગરીનો રંગ પારખી શકે તે મુંબઈ નગરીનો રંગ પારખી શકશે.

અને મુંબઈ નગરીમાં યે આ સમારંભ સ્ત્રીસમાજના ગીતસંગીતથી કેમ આરંભાયો છે ? ભાગવતમાં એક કથાપ્રસંગ છેઃ કે ભગવાન ઋષિઓને આશ્રમે ગયા. ત્હારે ઋષિઓએ નહિ, પણ ઋષિપત્નીઓએ ભગવાનને પહેલા ઓળખ્યા. આજથી પંદર સત્તર વર્ષ પૂર્વે મ્હારા મિત્ર સ્વ. હાજી મહમ્મદે મ્હને કહ્યું હતું કે ત્હારો ઇન્દુકુમાર ખોજા ગૃહસ્થો કરતાં ખોજા બાનૂઓ વિશેષ વાંચે છે. પરમ પ્રકૃતિની હકીકત એવી છે કે સ્ત્રીજાતિ લાગણીપ્રધાન છે, ઝીણું જોનારી છે જાડી પુરૂષજાતિ નથી નિરખતી–પારખતી એ સ્ત્રી જાતિ સહેજે નિરખે–પારખે છે. આજે છે તે જ પાંચ હજાર વર્ષ પૂર્વે હતુંઃ એ શ્રી કૃષ્ણચન્દ્રની જીવનકથાનો એક પ્રસંગ આપને કહીશ.

( પછી ‘ ગુજરાતી ’ના સં. ૧૯૮૨ના દીવાળી અંકમાં પ્રકટ થયેલું ‘ યુગપલટો ’ નામનું કાવ્ય ઉત્સવગણને સંભળાવ્યું હતું. )

ઉપસંહારમાં કહ્યું કેઃ

આવા સ્ત્રીપુરૂષના રસસંગાથના મેળાવડા દિવસે દિવસે ગુર્જર સંસારમાં વધતા જ જવાના. ને એમાં ગુર્જર

સંસારરસિકતાની પરમ કેળવણી છે. પણ આવા ઉભય જાતિના સંગાથના સમારંભોના વિધાનનું એક સૂત્ર કહું છું આજ.

કોઈને કહિયે 'અય સસરા!' કે એક ગાલ ઉપર થપ્પડ મારે. કોઈને કહિયે કે 'હત સાળા!' કે બીજા ગાલ ઉપર થપ્પડ મારે. આજે નહિ; આજથી પચાસ વર્ષ પૂર્વે દલપતરામ તો કહી ગયા છે કેઃ—

સાળો કે સસરો કહેવાથી તામસ કરે તમામ રે;
સૌનો સાળો–સૌનો સસરો છે દ્વીજ દલપતરામઃ
શોભા શિયળની.

દલપતરામ કહે છે કે મ્હારી સરખી હેડીની બાઇઓ મ્હારે બ્હેન તુલ્ય છે; ને ત્હેમના પતિઓનો હું સાળો છું. મ્હારાથી ન્હાની હેડીની બાઈઓ મ્હારી પુત્રી તુલ્ય છે: ને ત્હેમના પતિઓનો હું સસરો છું. (તાળીઓ)

સૌનો સાળો–સૌનો સસરો છે દ્વીજ દલપતરામઃ
શોભા શિયળની.

દલપતરામના એ ભાવથી સ્ત્રીપુરૂષના આવા સમારંભ ઉજવાશે તો જ નરનારના સરસ્વતીસત્ર પવિત્ર પાવનકારી આર્યશોભતા ને વધારે ને વધારે સાફલ્યસિદ્ધિવન્તા નીવડશે.

---

# અભ્યર્થના



( ચૈત્રી પડવો, સં. ૧૯૮૩. રવિવાર, તા. ૩ જી એપ્રિલ ૧૯૨૭ની સ્હવારે એ જ શારદમંડપમાં ગુણજ્ઞોના ગુણદર્શનનાં વ્યાખ્યાનો પછીના ઉદ્ગાર ને ગાયેલાં ગીત. )

**મુંબઈનાં નરનાર !**

આ નવયુગમાં દાંપત્યનો એક અર્થ થાય છે સહચાર: અને પત્ની એટલે સહચારિણી. કોણે કોનો સહચાર કરવાનો? આપણે–પુરૂષવર્ગે એ પ્રશ્ન વિચાર્યો છે? પુરૂષ બેન્ડ સ્ટેન્ડે જાય તો સ્ત્રીએ બેન્ડ સ્ટેન્ડે જવું, ને પુરૂષ નાટકશાળામાં જાય તો સ્ત્રીએ નાટકશાળામાં જવું. દાંપત્ય એટલે સહચાર; અને સહચાર એટલે સ્ત્રીએ પુરૂષને અનુસરવું! આપણને પુરૂષવર્ગને કદી યે એ ભાવના થઈ છે કે સહચાર એટલે પુરૂષે સ્ત્રીને અનુસરવું? આજના જ અનુભવથી કહું છું કે કોઈક દિવસ તો એ કરી જોજો: એની મીઠપનો સ્વાદ ઓર આવશે.

એ ભાવનાને અનુસરી માણેકબાઈ સંગાથે આજે સ્હવારે હું સ્વામી નારાયણને મન્દિરે ગયો હતો. મ્હને ખબર તો હતી જ કે આજ ચૈત્રી પડવો છે: મન્દિરે એ સ્મરણ તાજાં કીધાં. ત્ય્હાં આજ લીમડાનો મ્હોર વ્હેંચાતો હતો, ને મ્હને પણ લીમડાનો મ્હોર મંદિરે ચખાડયો. સજ્જનો ને સન્નારીઓ! આજે ચૈત્રી પડવો છે, આજે લીમડાના મ્હોરનો મહિમા. અંહીં આવીને જોઉં છું તે. અહિંયાં તો આજે નરી સાકર પીરસાય છે.

ગુજરાતમાં તો હોય તે ખરું: કાઠિયાવાડમાં તો લીમડાનો મહિમા ઓર ગવાય છે.

આવી રૂડી લીલૂડા લીમડાની છાયા:
જાણું મ્હારા માવતરની માયા:
મહિયારી મહી વેચવાને ગ્યાં'તાં.

ચૈત્રમાં લીમડાના મ્હોર ઓર મધુરપે ફોરે છે.

રાજકવિ ટેનીસનનું ઇન મેમોરિયમ કાવ્ય સર્વજાણીતું છે: પણ. એમાંનો એક ખંડ તો સર્વસ્મરણનિવાસી છે. બેસતા વર્ષની પ્રભાતે જે મન્દિરઘંટા વાગે છે એ ઘન્ટાનાદને સંબોધીને કવિવરે જે ખંડ લખ્યો છે એ આજે સાંભરે છે. આજ મ્હારા બેસતા વર્ષની સ્હવારે હું પણ કવિવર ટેનીસનની સંગાથે પ્રાર્થું છું કે:

Ring out the old, ring in the new;
Ring out the false, ring in the true.
Ring out-ring out my mournful rhyme,
But ring a fuller minstrel in.

પણ સજ્જનો! હું આજ ભાષણ કરવા નથી ઉઠયો. મિત્રોની સૂચનાથી આવડે એવું એકાદ કાવ્ય ગાઈ સંભળાવવા આપ સન્મુખ ઉભો છું.

મ્હારો ઝરૂખો વીર! સાગરને તીર;
સાગરને તીર,
નીચે ઉછળે છે નીર;
મ્હારો ઝરૂખો વીર! સાગરને તીર.

ધીરી ધીરી લહર બોલે બોલડા ગભીર;
બ્રહ્મની ઝકોર છાંટે દેવના સમીર;

ચન્દ્રવર્ણા મોતી રમે રસનાં એ તીર:
આભને આંગણ વસે ત્હાં આત્મના અમીર:
મ્હારો ઝરૂખો વીર ! સાગરને તીર.

આજે નવલ પ્રભાતનું પ્રાગટ્ય. એ પ્રગટ્યુ છે કે નહિ એ તો હરિ જાણે. પણ એટલી તો આપને પ્રતીતિ આપું છું કે આજે નવવર્ષની સ્હવારે આપની ને મ્હારી ભાવના નિરનિરાળી નથી, એક જ છે. આપ જે ભાવના ભાવો છો એ જ ભાવના હું ભાવું છું. આપણો આજ સહચાર છે. ને પ્રમુખશ્રીને પ્રિય કવિતગરણામાં એ ભાવ આજ ઉચ્ચારું છું.

મુતરબે ખુશનવા ! બગો
તાઝે બતાઝે, નૌ બનૌ.
તાઝે બતાઝે, નૌ બનૌ,
તાઝે બતાઝે, નૌ બનૌ,
તાઝે બતાઝે, નૌ બનૌ:
મુતરબે ખુશનવા ! બગો
તાઝે બતાઝે, નૌ બનૌ.

* * *

બાદે સુબ્હ ! ચુ બગુઝરી
બર સરે કુચે આં પરી.
કિસ્સએ હાફિઝશ બગો:
તાઝે બતાઝે, નૌ બનૌ.

આપની, મ્હારી, કવિવર હાફિઝની આજ નવવર્ષની નવસ્હવારે અભ્યર્થના એ જ અને એક જ છે કે

મુતરબે ખુશનવા ! બગો
તાઝે બતાઝે, નૌ બનૌ.

---

# एक गुर्जरात्मानी घडतरकथा

अथवा

## केटलाक पडदाओनुं संकेलनः

## म्हारां ऋण



ચૈત્રી પડવો, વિ. સં. ૧૯૮૩

( તા. ૩ જી એપ્રિલ ૧૯૨૭ રવિવારે સ્હાંજે મુંબાઈની વિદ્યાપીઠમાં સર ચમનલાલ હરિલાલ સેતલવાડના પ્રમુખપદે મળેલા અભિનંદનસંમેલનમાં અભિનંદનપત્ર વંચાયા પછી વાળેલા ઉત્તર. )

### प्रमुखने संबोधन

**સર ચમનલાલ !**

એ પણ એક ભાગ્યઉપણુ છે કે જગતભરમાં બૂજ જનને જ આ મસ્તક ભાવભર્યું નમે છે. આ જમાનાનો જ જાણે એ રોગ છે. છતાં સર ચમનલાલ ! ત્હમે કંઇ અજાણ ચમન છો; વરસો છો ત્હેને, ફૂલબાગની પેઠે, ફૂલઝડીઓથી વધાવો છો. આજથી બાવીશેક વર્ષ ઉપર આપણે પ્હેલા મળ્યા; પ્રો. ગજ્જરને ત્યહાં. ઇન્દુકુમારનું અપ્રસિદ્ધ હાવા વંચાતું સાંભળ્યું; ગમ્યું. અમદાવાદી તરીકેનું ગૌરવતેજ આંખમાં ત્યહારે કંઈક ઝળકયું; અને તત્ક્ષણ ત્રીશેક વર્ષના

જુવાનડાંને એમ. એ. ની ગુજરાતીની પરીક્ષામાં પરીક્ષક નીમ્યો. એ પછી તો વીશેક વર્ષનાં વહાણાં વાઈ ગયાં છે; આજે વળી આટઆટલાં અભિનન્દને વધાવો છો.

મુંબાઇ ઈલાકાના આ વિદ્યાગારમાં આજ તો ત્રીજી વારકો હું આવ્યો છું. બી. એ. ને એમ. એ. નાં પદવીદાન ઘેર બેઠાં લીધાં હતાં. બે પ્રસંગે આવ્યો હતો તે યે ત્રણ કાયદાની પૂર્વે. એકદા પદવીદાન સમારંભ નિહાળ્યો'તો ત્ય્હારે—૧૮૯૪ માં: અને બીજી વાર કૃષ્ણલાલભાઇએ નપાસ કર્યો હતો ત્ય્હારે—૧૮૯૫ માં. આજ ત્રીજી વારે આવું છું ત્ય્હારે મુંબઈ ઈલાકાનું આ વિદ્યાગાર જાણે મ્હારે માથે નિજનું શારદછત્ર ધરે છે.

અસહકાર સંપ્રદાયનો હું સંપ્રદાયી નથી. પણ બ્રિટિશ સરકારે માઝા મૂકીને બ્રિટિશ મટી અનબ્રિટિશ નીવડી ત્ય્હારે મ્હારી પ્રજાને પક્ષે ઉભો એટલો યે અસહકાર કીધો એને હું જીવનનો ધન્ય પ્રસંગ સ્હમજું છું. સાચ્ચી રાષ્ટ્રીય કેળવણીમાં હું અઠંગ શ્રદ્ધાશીલ છું. છતાં આ અવસરે એક ઇતિહાસકથની ઉચ્ચરવી એને યે સત્યનિષ્ઠાનો સ્વધર્મ સ્હમજું છું.

દલપતરામ નવી કેળવણીનાં ફળ ન હતા, નવકેળવણીના પાયા માંડનાર હતા. પણ ન્હાનાલાલ તો કાચુંપાકું યે નવકેળવણીનું જ ફળ. મુંબઇ યુનિવર્સિટિ છે, તો ન્હાનાલાલ છે. બી. એ. ને એમ. એ.માં મ્હારા કાવ્યગ્રન્થોને અભ્યાસગ્રન્થો ઉચ્ચારી આ યુનિવર્સિટિએ તો કંઈક વર્ષોથી મ્હને સન્માન્યો છે. ને આજેયે આપો છો યશનાં એ સહુ અભિનન્દન સાભાર સ્વીકારૂં છું; પણ આજનો યશ તો સકલ આ શારદપીઠનો છે.

---

## સમાજનને સંબોધન

**ગુજરાતનાં ગુણભાવિકો !**

પ્રશસ્તિઓ જો સાચી હોત, તો ઇતિહાસ ફરી લખવા પડત. પણ પક્ષવાદ સિવાય જવલ્લે જ ઇતિહાસ ફરી લખાયા છે. મિત્રોની મૈત્રીઆંજી આંખડલી, સ્નેહીઓનાં સ્નેહશોધન્તાં અજવાળાં, યત્કિંચિતે કલ્યાણસન્દેશ કય્હાંઇથી યે જડે તો ઝીલવા તત્પર સારગ્રાહી સંસારદૃષ્ટિ, અને પરગુણપરમાણુના પર્વત નિહાળવાનો આપણો ઉદાર આર્ય-સંપ્રદાયઃ એ સહુ પ્રેર્યા આપે ઢાલની એક જ બાજુ ચમકતા શબ્દરંગોથી આજે ચીતરી. ૧૮૭૭ ના જન્મયોગથી, કે ૧૮૯૨ ની લેખનતિથિથી, કે ૧૮૯૭ ની પ્રકાશનવરધોથી ગણુતાં ૫૦ કે ૩૫ કે ૩૦ વર્ષનાં અંધારાંઅજવાળાંના પલટાઓમાં ઢાલની શામળી બાજૂનો અસંભવ સંભવે યે ખરો ? આજ આપ એક ઉજળી બાજૂ નિહાળો છો એ આપની આંખમાં છે, અમારા અંગમાં નથી; એ આપની ગુણજ્ઞતા છે, અમારો ગુણભંડાર નથી.

ગુજરાત એટલે ગુણપૂજાનું ધામઃ શ્રી કૃષ્ણચન્દ્ર કહેશે, શ્રી વલ્લભાચાર્યજી કહેશે, શ્રી સ્વામીનારાયણ કહેશે, શ્રી પારસીસંઘ કહેશે, શ્રી કિન્લાક ફોર્બ્સના દેશબન્ધુઓ કહેશે. ગુજરાતની એ ગુણજ્ઞતાનું મ્હારે માથે તો બે–બે પેઢીનું ઋણ છે, ને આજે મ્હારે તો એ ઉચ્ચરવાનું છે. ગુર્જરજનતાએ અર્ધી સદીભર દલપતરામને સન્માન્યા હતા એટલા તો આ યુગમાં અન્ય કો સાહિત્યકારને સન્માનશે ત્હારે યુગનો ઇતિહાસ નિરખશે. દલપત,

નર્મદ, ગોવર્ધન પછી પ્રેમભક્તિને યે ગુજરાતે ક્‌ય્હાં ઓછા સત્કાર્યો છે ? અમારા ગુણભંડાર કરતાં ગુજરાતની ગુણજ્ઞતા એમાં ઉભરાય છે, દલપતવંશ પ્રત્યેનો ગુજરાતીઓનો ગુણપક્ષપાત એ ગુણપૂજામાં છલકાય છે. ગુજરાતની રસગુણજ્ઞતાનું બે–બે પેઢીનું ઇતિહાસઋણ સમસ્ત ગુર્જરદેશ સાંભળે એમ મેઘગાજન્તે સ્વરે આજે હું સ્વીકારૂં છું.

આ સાહિત્યસમારંભોના સંચાલકોને, ગુજરાતની સુજનતાના પ્રતિનિધિરૂપ મુંબઇ નગરીમાંના ને બહારના આજના મુજ શ્રાતૃગણને યે વિસ્રારતો નથી. એમનો યે આભારી છું--સૌના શ્રમ ને ભાવને કાજે. વિશેષતઃ ‘ ગુજરાતી ’ પત્રનોઃ જેણે આઠ--આઠ માસથી મ્હારાં ભાષણો છાપી ૫૦૦ શ્રોતાના ૫૦૦૦૦ કીધા છે.

અને એક અધિકડું ઋણ પણ આજ સ્વીકારી લઉં છું. એ મ્હારા સદાજાગૃત ટીકાકારોનું ઋણ. સ્વ. પઢિયારજીના સાધુશબ્દોમાં બોલું તો સાચ્ચો ટીકાકાર એટલે આપણો ધોબી; આપણા ડાઘ ધૂવે, મેલ ઉતારે, ભૂલ સુધારે. અને ખોટો ટીકાકાર એટલે ધૂળ ઢોળનાર. હાથીડો તો પોતે જ પોતાને માથે ક્‌ય્હારેક ક્‌ય્હારેક ધૂળ ઢોળે છેઃ સંસ્કૃત સુભાષિતકાર ભાખે છે કે અહંકાર ઓગાળવાને કાજ. હાથીડા સમો પ્રજાઅગ્રણી કો મદઘેલો થાય ત્ય્હારે શબ્દસાંગો મારવી એ ય તે એના મદના ઉતારને કાજે છે. ખરા ને ખોટ્ટા મ્હારા ટીકાકારોનો ભરભાવે આજ આભાર માનું છું. જગત્મોઢે ગરણાં બાંધવા મથનારા નિરાશ જ થવાના. પ્રતીતિ આપું છું કે એમનાં શબ્દબાણ

છેક વૃથા નથી વર્ષ્યાં. વૃથા વર્ષ્યાં માની મ્હને કે પોતાને તેઓ અન્યાય ન કરે. સહુ ટીકાઓ મનનપૂર્વક મ્હેં વાંચી છે, એમાંનો રસાસ્વાદ શેરડીની પેઠે ઘોળીઘોળીને પીધો છે. પગરણમાં મ્હારે તો મહા મનાતા અન્તરાયે ઉભા હતા. એમના દેહ દેખાતા તે અડકતાં ઓછાયા નીવડ્યા. છતાં યે ર્‌હેલાં પગથિયાં ચ્હડતાં સુલભયશ ન સાંપડ્યો એને મ્હારૂં અહોભાગ્ય સ્હમજું છું. સુલભયશપ્રાપ્ત યૌવન ને આશાભર્યા કંઈ કંઈ સાહિત્યકારો શારદમન્દિરને ઉંબરે જ અટકી ઉભા દીઠા છે. દુર્જેય ગઢ જીતવાને જ વીરનાં આત્મનૂસત્ત્વ સાહસઘોડલે ચ્હડે છે.

જે સાંભરી આવ્યે એકાન્તમાં યે હસ્યો છું એવી પરમ હાસ્ય નિર્ઝરતી ટીકાવાદળી તો આપણા સૂરત જીલ્લામાંથી જ વરસે ને? મુંબઇ હાઇકોર્ટના એક બાહોશ ધારાશાસ્ત્રીની એ ટીકા. પોતે સાહિત્યકાર નથી, સાહિત્ય-ચર્ચાથી જલકમલવત્ નિર્લેપ રહે છે. પણ ટીકા કીધી ત્ય્હારે પ્રોફેસર હતા; અમદાવાદના સાહિત્યકારોના ચોરાનો એમને ત્ય્હારે ચેપ હતો. મ્હારા તો જૂના સહાધ્યાયી; શ્રી ભૂલાભાઈ જીવણજી દેશાઈ. પસીસેક વર્ષો ઉપર દેશાઈજી ગુજરાત કોલેજમાં પ્રોફેસર હતા. ત્ય્હારે ઉચ્ચર્યા હતા કે ન્હાનાલાલશૈલી એટલે તો સ્હેલામાં સ્હેલી શૈલી. ચાલતી લીંટીએ લખ્યે જ જવું, લખ્યે જ જવું, ને પછી કાગળના ઉભા ચાર ચીરા પાડવા. એ લીંટીચીરા તે થઈ ન્હાનાલાલશૈલી. હાસ્યરસની ને સૂરતી સ્હેલાણીની સ્હેલાઇશોધનની ભાવનાઓ તો એ ટીકામાં લાક્ષણિક જ છે ને? પાપડીનું ઉંધિયું કરવા જેટલુંયે અઘરૂં નહિ.

મ્હારા વિષે સાચ્ચામાં સાચ્ચી ટીકા તે ન્હાનાલાલના સાક્ષરબંધુ ‘ મ્હોટાલાલ ’ની. ‘ સાહિત્ય ’ માસિકમાંની દોઢ–બે વર્ષની એ સાક્ષરી પટાબાજીમાં અસંગતિ અજૂગતી અર્ધદગ્ધતા ન્હોતાં એમ નહિ; પણ મધ્યવર્તી પડકાર સર્વાંશે સાચ્ચો હતો: અને તે અપદ્યાગદ્ય. જાહેરમાં આ આજ ઉચ્ચરૂં છું, ખાનગીમાં તો વર્ષો પૂર્વે ઘણાયેકને ઉચ્ચારેલું છે; ‘ સાહિત્ય ’નાજ તન્ત્રી શ્રી મટુભાઇ કાંટાવાળા એની સાક્ષી પૂરશે. સાચ્ચે જ મ્હારી નવીન શૈલી અપદ્ય છે, અગદ્ય છે: અપદ્યાગદ્ય છે. એને છન્દ મ્હેં ભાખ્યો નથી: ને સદા યે ઉચ્ચાર્યું છે કે એ ગદ્ય નથ્થી. ‘ મ્હોટાલાલ ’ની ત્ય્હારે ફરિયાદ હતી કે ન્હાનાલાલ ઉત્તર નથી આપતા. ‘ પ્રેમકુંજ ’માંની મુંગીની પઠેમ ટીકાઓના ઉત્તર ન આપવાનો મૌનરવૈયો પચ્ચીશેક વર્ષ મ્હેં પાળ્યો છે. ને સાચ્ચી ટીકાના તો ઉત્તરે શા હોય? મધ્યવર્તી રસસિદ્ધાન્તે સાચ્ચી છતાં મ્હોટાલાલની ઇતિહાસયશસ્વી સાહિત્યચર્ચા મશ્કરીરૂપે અવતરી મશ્કરીરૂપ કાં સંકેલાઇ? એનું કારણ એમાંની અંતર્ગત એક પરમ નિર્બળતા. મૂળેથી જ એનાં સાચમાં Logical Fallacy છે. ન્યાયશાસ્ત્ર ભાખે છે કે વર્ણન કે વ્યાખ્યા નકારાત્મક ન હોય. અપદ્ય ને અગદ્ય ઉભય શબ્દો નકારાત્મક છે. અજ્ઞેયના સંપ્રદાય ન જામે. ગુર્જર પ્રજા આજે યે મ્હોટાલાલને પૂછે છે કે એ શૈલીનું વર્ણન, લક્ષણ કે વ્યાખ્યા શી ? એક જ ઉત્તર એમનો હોય કે ડોલનશૈલી. જગતભરની કાવ્યચર્ચામાં આજે તો એ રસસૂત્ર સર્વમાન્ય છે કે કાવ્યદેહનું કલેવરવિધાન Metre નહિ, Rhythm છે; છંદ નહિ, ડોલન છે.

અને ખોટ્ટામાં ખોટ્ટી ટીકાઓમાંથી એક દૃષ્ટાંત ટાંકું ? અપશુકનિયાળ આજ ન ઉચ્ચરવું જોઈએ; પણ સાચના વ્હેમ શા ?

કેટલાક ભણે છે કે 'ન્હાનાલાલ પોતાથી ન્હાનેરાને ઘેર જાય, સમોવડિયાને ત્ય્હાં ન જાય;' કહી સમોવડિયાની નામાવલિ ગણાવે છે. ખરૂં કહું ? કોઈક નહિ માને કદાચઃ દલપત ને નર્મદ ઉભયના રસકૂવારા માણ્યું એને સમોવડિયા-પણાના ભાવ કેટકેટલાક હશે એ કલ્પી લેશો જરા ? ટીકાવાકયના પ્રથમ પાદને માટે ટીકાકારોનો આભારી છું. ન સગાં, ન સંબંધી, ન નાતીલા; અણઓળખીતાઓમાં યે જય્હાં જય્હાં ગુણલક્ષ્મી દીઠી છે ત્ય્હાં ત્ય્હાં ઢળી પડયો છું, ને નથી પૂછવા રહ્યો કે 'પહેલ કોણ કરે ?' પ્રો. દાવર ને પૃથુ શુક્લ સમા અનેક સાક્ષી પૂરશે–ટીકાકારોની. બીજા પાદને માટે મ્હારો પ્રતિપ્રશ્ન એક જ છેઃ જેમને જેમને ટીકાકાર સમોવડિયા ભાખે છે ત્હેમનામાંથી એમની સાઠ સાઠ વર્ષની જીંદગીભરમાં એક્કે ય વાર મ્હને મળવા આવ્યું છે કોઈ કદી ? એમની Sociability એટલે એમને ત્ય્હાં આપણે ગયા કરવું ને એ મળે એને મહેરબાની માનવીઃ જાણે સાહિત્યની સાક્ષાત્ Bureaucracy. રા. રા. રમણભાઈને ઘેર–રા. રા. હતા ત્ય્હારે–મ્હારાં પચ્ચાસ વર્ષોમાં પચ્ચીશેક વાર ગયો હઈશ. રા. આનન્દશંકરને ત્ય્હાં છઆઠેક વાર તો ગયો જ છું. મિ. નરસિંહરાવને મળવા નિઃસંદેહ એક વેળા ગયો છું: મુંબઇમાં, ૧૯૦૪ કે ૧૯૦૫ માં, શ્રી માધવદાસ રૂઘનાથદાસને બંગલેઃ

જે પ્રસંગે મ્હારૂં પ્રથમ પુસ્તક, કેટલાંક કાવ્યો–ભાગ ૧ લો, ભેટ દીધું હતું; ને એ વિવેકના પ્રત્યુત્તરમાં એમણે પ્રતિવિવેક ઉચ્ચાર્યો હતો કે 'અમે તો Old fossils થયા.' એ ત્રણે ય ગૃહસ્થોને પૂછવાને કોઇકને યે કોઇ કહે કે પૂછો, આ નાગરત્રિપુટિને પૂછો કે ત્હમારી સુધરેલી સુજનતાના વિવેકકોષમાં Return call શબ્દ છે? અને રમણભાઈ આનન્દશંકર ને હું તો આયુષ્યયાત્રામાં યે લગભગ એક દાયકામાં છીએ; આજે છઠ્ઠા દાયકામાં સર્જ્યો! ત્હમારૂં ક્ય્હાં અજાણ્યું છે? પાઘડી પ્હેર્યે મ્હોટપ મ્હોરતી નથી: મહાનુભાવિતા જ મ્હોટપને મ્હોરાવે છે.

ટીકાઓ એટલે સત્યાસત્યનો સાત ધાનનો ખીચડો. પણ એ ય તે એના પરવે રંધાય તેમ શોભે.

સાહિત્યરસીલાંઓ! મ્હારે મન તો આજ ગુર્જરસાહિત્યનો ઉત્સવ છે: હું તો નિમિત્ત છું. એક દૃષ્ટિએ દીવાળીને પરવે શારદાપૂજન નિમિત્ત છે: સરવૈયું આલક્ષ્ય છે. એમ ગુણજ્ઞ ગુર્જરજનતા આજ સાહિત્યને આનન્દોત્સવે મળી છે. પાંડવો કુરૂક્ષેત્ર જીત્યા. કુરૂક્ષેત્ર માંડતાં જ ગાંડીવધન્વાને શ્રી કૃષ્ણચન્દ્રે ભાખ્યું હતું કે निमित्तमात्रं भव, सव्यसाचि! કુરૂક્ષેત્રના મહાવિજયને અંગે ગાંડિવધન્વાનો વિજયોત્સવ મહાભારતમાં વર્ણવ્યો વાંચ્યો નથી. નિમિત્તના ઉત્સવ શા? વીસમી સદીની પહેલી પચ્ચીશીને અન્તે ગુર્જરસાહિત્યગુણજ્ઞો ગુર્જર દેશનો સાહિત્યોત્સવ આજ ઉજવે છે. ગુજરાત રસહિન્ડોળે ચ્હડયું છે. રસાનન્દના ફૂવારા ફૂટી રહ્યા છે. રસિકોના આનન્દફૂવારાની રસધારાઓ હું ય તે ઝીલું છું ને આનન્દું છું.

હું પૂછું? ગુલાબ ફોરે તો ગુલાબનો આભાર માનો છો? મેઘ વરસે તો મેઘના આભારપ્રદર્શન ઉચ્ચરવાને સંઘસભાઓ ભરો છો? એ એમના ધર્મ નથી? મેઘ ન વરસે તો દુષ્કાલસભાઓ ભરીને જનતા ફરિયાદે જાય ખરી. ફોરવું ફૂલનો સ્વધર્મ છે, વર્ષવું મેઘનો સ્વધર્મ છે. વ્રજમાં બંસી બોલે; એ બંસીનો ગુણબોલ કે શ્રી કૃષ્ણચન્દ્રનો? મુંબઇના ઉન્નતોન્નત બગીચામાં આભમાં નિરખતા થંભ ઉભા છે. ગગનવિહરતાં વીજળીમોજાંઓને એ ઝીલે છે, મુંબઇને સંગીત સંભળાવે છે. કવિજન એ સ્થંભ જેવા છે, વ્રજની વાંસળી જેવા છે. જેવાં વીજમોજાં આવે, એવાં ઝીલીને એ આપે: પ્રેરણાની ફૂંક પૂરાય, એવા શબ્દ એ સંભળાવે. પ્રિયતમનો સંદેશો ટેલીફોન આપે ત્‍હારે ટેલીફોનના તારનો આભાર તો પ્રેમઘેલી ગોપીકા જ પ્રેમઘેલછામાં માને. કવિજનનો ઉપકાર એ આપની કંઈક એવી પ્રેમઘેલછા છે, અમારો ગુણસંચય નથી.

અને ગુજરાત! સંભાળજે હો! આજે પલ્લામાં ધડો ન રાખીશ, દાંડીની ન્યાયતુલા સચોટ ધરજે, હાથને ડગમગવા દેતો મા. ત્‍હારાં પોતાનાંની જ ગુણકસોટી તું આજ કરવા બેઠો છે. Be stern as Duty, and severe as Justice: ધર્મ ધરજે, ન્યાય ઉચ્ચરજે. પોતે જ પોતાનાંનો ન્યાય ઉચ્ચરવાનો કપરો રસધર્મ આજે ત્‍હેં આદર્યો છે. પૃથ્વીની પ્રજાઓ ત્‍હને પૂછશે, ને ઇતિહાસે આલોચશે કે આજે ત્‍હેં શું કીધું?

પૂછશો મા, કોઇ પૂછશો મા,
મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.
દિલના દરિયાવ મંહી કાંઇ કાંઇ મોતી;
ગોતી ગોતીને ત્હેને ચૂંથશો મા:
મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.

સહુનાં યે મનમહેરામણમાં અવઅવડાં રસમોતીડાં હોય છે. હૈયાંચીરી કંઈ ઉઘાડાતાં નથી: એ કળા આવડતી એક હનુવા જતીને, કે શ્રી રાઘવેન્દ્ર રામ સાંપ્રી જાણતા. આપણ સમ અલ્પાંશુઓને તો હૈયુ ચીરી ઉઘાડવા જતાં હૈયુંયે જાય, રસ ઢોળાય; ને આત્મપંખેરૂ યે ઉડીને પરવરે.

અને ત્હો યે હૈયાના મહેરામણમાં તરવરે છે તે કંઇકે નિરખાય ને કંઇકે ઉચ્ચારાય. આત્માના સાગરઓલ બદ્ધા તો કવિઓથી યે ઉચ્ચારાતા નથી. ઝીલાતા યે નથી. મેઘની બધી વાદળીઓ નથી વરસતી: વરસે છે એટલી બધી યે જલધારાઓ ધરતી પચાવતી યે નથી. હૈયાના યે બદ્ધા ભાવ કવિતધારાએ નથી નિઝરતા. કેટલીક વીજલહરીઓ બુદ્ધિબાહુથી ને કવિતકલ્પનાથી યે પર હોય છે.

છતાં થોડુંક તો આજ ઝીલીશ ને કહીશ. એમ કરતાં આત્માલક્ષી થાઉં તો ક્ષમા કરશો. ગુજરાતને તે કાળે ઘડી રહેલી સંસારશક્તિઓ અને એમાં એક ગુજરાતી આત્માના ઘડતરની ઈતિહાસકથની તટસ્થભાવી પરલક્ષી ન્યાયદષ્ટે નિરખશો તો પાંત્રીશેક વર્ષ ઉપરના કંઈક ગુજરાતના ઇતિહાસ એમાં ઉકલશે.

ત્હારે આજ આટઆટલે વર્ષે કેટલાક કાળપડદા સંકેલું છું.

પ્રથમ ભાવ તો આજ મ્હને એ તરવરે છે કે જાણે આજે મ્હારો Life's Graduation Day—જાણે આજ મ્હારો જીવન સમાવર્તનનો અવસર.

ગીતાજીનું ગીત છે, त्रैविद्याः यः सोमपा पापपूतः. पापपूतः આપણે સૌ છીએ કે નહિ એ તો આપઆપણાં અન્તર જાણે છેઃ સોમ પીનારાં તો ક્હાંથી હઈશું—સંસારનાં કંઈ કંઈ ઝેર સૌને જીરવવાં પડે છે; પણ મૂળ અવટંકે અમે ત્રિવેદી છીએ એટલું તો નિઃસંશય સિદ્ધ. એક વેદાધ્યયનની દ્વાદશવર્ષી ને ત્રણ વેદાધ્યયનની છત્રીશવર્ષી પૂર્વે થતી. આજ તો એ પૃથ્વી ગઈ ને પડછાયા રહ્યા. પણ ભારતની પ્રાચીનતાના પડછાયા યે ભૂતના જેવા સજીવન છે. એવો એક પડછાયો આજ મ્હારા ઉપર ઢોળાય છે, હૈયાને સળકાવે છે, ને કહે છે કે આજ ત્હારો જાણે સમાવર્તનનો સંવત્સર. ૧૮૯૨ થી ૧૯૨૭ છત્રીસછત્રીસ વર્ષે જાણે આજ મ્હેં છેલ્લી સાહિત્યપરીક્ષા પાસ કરી હોય ને આપ સહુ મ્હને યશઉપરણો ઓઢાડવાને સમારંભે જાણે એકઠા મળ્યા હો નહિ! ન્હાનકડા બટુકને પોથીઓ બંધાવે, સાત સાગરની સાત ધારાઓ દોરે; જાણે સાત સાગર ઓળંગી સરસ્વતી લેઈને બટુક ઘેર આવ્યો. આજ મ્હને યે મ્હારા સમાવર્તનના જૂના સંસ્કારસ્મરણો જાગે છે; જાણે સાત સાયર ઓળંગી શારદસિદ્ધિ સાધી આજ ઘેર આવ્યો; જાણે છેલ્લી સાહિત્યપરીક્ષા આજ પાસ કીધી: જાણે આજ મ્હારો સમાવર્તનનો અવસરયોગ ઉગ્યો!

શ્રી કૃષ્ણચંદ્ર તો જગતઇતિહાસમાં જગતગુરૂ હતા, અવતારોના યે સોળે કળાયેલ પૂર્ણાવતાર હતા. યૌવનને ઉમરે એમને થયું હતું એવું યતકિંચિતે ઉત્તરાવસ્થામાં આજ થાય છે: જાણે મ્હારે વિશ્રામઘાટે આવીને આજે બેઠો ન હોઉં ! રાજકોટ સેવાસમાજના ભાષણમાં ભાઈ મોહનદાસ ગાંધી ઉચ્ચર્યા હતા કે પોતે એક ન્હાનકડા લ્હડવૈયા છે. સહુ સરખા તો ક્ય્હાંથી હોય ? પણ વિશ્વ-સત્ય તો એ છે કે સૌ યે પોતપોતાના અખાડાઓમાંના ન્હાનકડા લ્હડવૈયા છે. જગત્ એટલે જ કુરૂક્ષેત્ર: જગત્‌વાસી એટલે જ ન્હાનકડા ગાંડીવધન્વા; જગત્‌જીવન એટલે જ સંગ્રામખેલના. મનુષ્યજીવન ફૂલની પથારી નથી. સહુએ પોતાના ન્હાનામ્હોટા અખડાઓ ખેડવાના છે. ત્હમે ત્હમારા તેમ હું યે મ્હારા અખાડાઓમાં ન્હાનકડો લ્હડવૈયો ગણાતો. પિતા સાથે લ્હડયો છું, ભાઈઓ સાથે લ્હડયો છું, બ્હેનો સાથે લ્હડયો છું, મિત્રો સાથે લ્હડયો છું, સરકાર સાથે લ્હડયો છું, સરકારી અમલદારો સાથે લ્હડયો છું, અસહકાર સાથે અસહકાર કીધો છે, સાક્ષરો સાથે લ્હડયો છું, સાહિત્ય પરિષદ સાથેનો મ્હારો અઢાર વર્ષોનો અસહકાર તો ગુજરાતવિદિત છે; જાણે એમર્સનનું મનુષ્ય-ત્વસૂત્ર ખેલી રહ્યા હોઉ ને ! To be a Man, one must be a non-conformist. સદાસર્વદા હું જ સાચ્ચો હતો એવું ઉચ્ચરવાની ધૃષ્ટતા કરૂં ત્હો ય આપ ક્ય્હાં માનવાના હતા ? પણ એટલું સ્પષ્ટ કરવા દેશો; મતભેદ હું સહી શકું છું: ત્રીશ વર્ષોથી મ્હારે ત્ય્હાંનું દૃધે નથી પીધું એવા પરમ સનાતની નાગર સર્જન આજે યે મ્હારા

મિત્ર છે. ઢોંગદર્શને અંગેઅંગમાંથી ફૂલઝરણીઓની પેઠે મ્હને અગ્નિના તણખા વછૂટે છે. પર કાજે લ્હડયો છું, પોતા કાજે લ્હડયો છું. રાજકોટમાં 'કવિનો અખાડો' કહેવાતો; ને હું યે મ્હારા ન્હાનકડા અખાડાઓ ગજા પ્રમાણે ખૂબ ખેલ્યો છું. નડિયાદમંડળ જાણે છે કે 'તોફાન' મ્હારે વ્હાલો શબ્દ હતો. નિર્દોષ તોફાન એટલે બાલકતાના ઉછળાટ. પોળના રંગસાથીડાઓ સંગાથે યે ધરાઈને લ્હડયો છું: અમારા ઘરનું સંયમવિધાન એવું હતું કે માર મારીને ઘેર જઈએ ત્હો યે ઘેર માર પડતો, માર ખાઈને ઘેર જઈએ ત્હો યે ઘેર માર પડતો. આમ કે તેમ ઘેર તો માર પડવાનો જ; એટલે પછી માર મારીને જ ઘેર જવાનું મન રહેતું. આજે એ સહુ અખાડાઓ સાંભરે છે, ને કંઈક એ ભાવ જાગે છે કે જે શ્રી કૃષ્ણચંદ્રને જમનાતીરે વિશ્રામઘાટે જાગ્યા હતા; એમ કંઈક થાય છે કે અખાડાઓ ખૂબ ખેલ્યા. મહાપુરૂષો એક ઠેશ વાગ્યે જાગી જાય; આપણ સરખા ઠેશોની પરંપરા વાગ્યે યે જાગે તો એમનાં અહોભાગ્ય. કૃષ્ણચંદ્રે વ્રત લીધું ને ભરકુરૂક્ષેત્ર વચ્ચે યે શસ્ત્ર ન સજ્યાં. આપણે એવડાં વ્રત લઈએ નહિ, લઈએ તો પળે યે નહિં; આપણા કામ ક્રોધ લોભ એટલા આપણવશ નથી. વ્રતજુઠાણાની જાત્રાએ સંઘવીદોરી પ્રજા હમણાંહમણાં ખૂબ ઘૂમી આવી. એવું વ્રતજુઠાણું આત્મામાં ઓછું પેધાડિયે એટલું સારૂં. અને કેમ કહેવાય? મહાભારતમાં ને છેલ્લા યૂરોપી મહાભારતમાં ૭૦-૭૦ વર્ષનાને શસ્ત્ર સજવાં પડયાં હતાં. અને છતાં સહુની જીંદગીમાં નિજનિજના વિશ્રામઘાટ છે. કંઈક એ ભાવ આજે જાગે

છે કે જાણે ઘણા અખાડાઓ ખેલી આજ મ્હારે વિશ્રામ-ઘાટે આવીને બેઠો ન હોઉં !

અને પછી જાગે છે આજે જીવનનાં ઋણુસ્મરણો: જેમણે જેમણે મ્હને ઘડયો છે તે ગ્રન્થો અને ગુરૂઓનાં ઋણ: જેમણે બાલકનો મનુષ્ય સરજ્યો: જેમણે આત્મન-પાંખડીઓ ઉઘાડી ને ફોરમતી કીધી.

એવા ન્હાનકડા કાવ્યગ્રંથોમાં પ્રથમ સ્થાન છે કાવ્ય-કૌસ્તુભનું. સાંભળીને સાંભળનાર આશ્ચર્ય પામશે કે છન્દમાત્રનાં ઉત્સવવસ્ત્રો ઉતરાવીને ડોલન શૈલીનાં નિત્ય-વસ્ત્રોમાં ગુર્જર કવિતાસુંદરીને આજ લોકપૂજ્ય કરાવનારે કવિતઉપાસના ચિત્રકાવ્યોનાં અસ્પરશપરિધાનથી આદરી હતી! ૧૮૯૨ ના મ્હારા પ્રથમના ટુચકાઓ કાવ્યકૌસ્તુ-ભમાંના ચિત્રપ્રબન્ધોનાં અનુકરણ હતાં. કવિતાની લગા-મોની સખ્ત Descipline માં પલોટાઈ વછેરાએ દોડવાનું આદર્યું. અને બીજું ; દલપતશિષ્ય બુલાખીરામે સ્વકિયાની - નિજપત્નીની ગુણકવિતા ગાઈ છે એટલી આ નવયુગના કો નવકવિએ સ્વકિયાની ગુણપ્રશસ્તિ ભાગ્યે ગાઈ હશે. બુલાખીરામની એ ગુણછાયા યે મ્હારા ઉપર પડી. બુલા-ખીરામના વિદેહ થયા પછી ચાળીશેક વર્ષે બુલાખીરામની પ્રથમ જયંતી અમદાવાદમાં ઉજવાઇ ત્હારે પ્રમુખપદેથી મ્હારી ઉદકાંજલિ મ્હેં યે મ્હારા એ આદ્ય કાવ્યગુરૂને સમર્પી હતી.

એમ સરિતાનાં ઝરણ ફૂટયાં.

ન્હાનકડા કાવ્યગ્રન્થોમાં બીજાં સાંભરે છે તે કુસુમ-

માળા ને સ્નેહમુદ્રા. એ બન્ને ય ૧૮૯૩ માં દીઠાં. આજે નવલેખકો અન્યત્ર શોધે છે, પણ ત્ય્હારે કુસુમમાળાની કાવ્યભાષા કાવ્યસાહિત્યમાં સંસ્કારી લેખાતી. એમાંના ભાવમણિ ને કલ્પનારત્નો પાલગ્રેવસંગ્રહમાંથી વીણી ગુજરાતીને સાણુકે ચ્હોડયાં છે, એ ત્ય્હારે સર્વવિદિત વાર્તા ન હતી. સ્નેહમુદ્રા ત્ય્હારે ને આજે ય તે પર્વતખીણો સરિખડી ગહન ભાસી છે. એક બાજૂથી ભાષાસંસ્કારના પહેલા પાઠ મળ્યા; બીજી બાજૂથી ગહનતાનાં અગમ્ય આકર્ષણ આવ્યાં. ત્ય્હારે તો એમ થતું કે ન સ્હમજાય–મ્હારાથી યે ન સ્હમજાય તે શ્રેષ્ઠ કવિતા. કુસુમમાળા ને સ્નેહમુદ્રાનો મ્હારો ખીચડિયો અનુકરણસંગ્રહ જોવા ને હસવા જેવો ત્ય્હારે–૧૮૯૩ માં રંધાતો હતો.

ત્રીજો ન્હાનકડો રસગ્રન્થ તે લલિતાદુઃખદર્શક નાટક. એ ગ્રન્થનું સાચ્ચું સાહિત્યમૂલ ગુજરાતે હજી યે આંકયું નથી. એને ભૂલવાનું ન હોય. ગુણનાં કજોડાંનું એ પહેલ્લું રસસિદ્ધ નાટકઃ સરસ્વતીચન્દ્રમાંની ન્હાનકડી રસકથાનું યે બીજ તો ત્ય્હાં. વાંકાનેર નાટક મંડળી હરિશ્ચન્દ્ર ને લલિતાદુઃખદર્શકનાં શોકાન્વિત નાટકો ત્ય્હારે ભજવતી. એ બન્ને ય ત્ય્હારે ખૂબ જોયાં છે ને રંગભૂમિ સન્મુખે જ ખૂબ રોયો છું. પ્રેક્ષકસંગાથીઓ આશ્વાસનમાં ઉચ્ચરતા કે એ તો બધું નાટક છે–ખોટું છે. એ એ Tragediesમાંથી ભાવજાગૃતિનાં કલાવિધાન કંઈક સાંપડયાં હશે.

અને ચોથા ન્હાનકડા ગ્રન્થને તો આજે ગુજરાત

વીસરી યે ગયો છે. એ પદ્યગ્રન્થ ન હતો : ગદ્યગ્રન્થ હતો: ભાવવાહી ગદ્યગ્રન્થ હતો. એ રસગ્રન્થનું નામ "જયાકુંવર, અથવા સુખદુઃખનાં દશ વર્ષ." આપણા પ્રાણાચાર્ય ડૉ. પોપટ પ્રભુરામ વૈદ્યનાં પ્રથમ પરણેતરની એ પ્રેમકથા. હતો તો તે જીવનઇતિહાસ, પણ દત્તની નવલકથાઓ–જીવનપ્રભાત ને જીવનસન્ધ્યા–વાંચતાં એટએટલો રસ પડતો. કાન્તશૈલીનાં હતાં એનાં અદ્‌ભુત ભાવમાધુર્ય ને શબ્દમાધુર્ય. ૧૮૯૬–૭માં 'પ્રિયકાન્ત'ની નવલકથા મ્હેં માંડી ત્ય્હારે એવાં માધુર્ય સાધવાનો મ્હારો સાહિત્યશ્રમ હતો.

અને પાંચમો ન્હાનકડો રસગ્રન્થ તે મણિશંકરનું આજ ચાળીસચાળીસ વર્ષોથી અનનુકરણીય નીવડેલું વસન્તવિજય. એ સાદીશોભાળા અનુષ્ટુપ ને ઉપજાતિ ને વસન્તતિલકા, એ પ્રલંબધ્વનિ શાર્દૂલવિક્રીડિત ને સ્રગ્ધરા મ્હારા એક મિત્રે ૧૮૯૬ માં મીઠ્ઠે સુરે લલકારી સંભળાવ્યા ત્ય્હારે સંસ્કૃત વૃત્તોના મનોહારી છન્દમાધુર્યનું મ્હને પ્રથમ ભાન થયું. તત્કાળ વસન્તવિજયનું અનુકરણ આદર્યું–પ્રેમોત્સાહઃ ને મણિભાઇને મોકલ્યું. પણ અપ્રતિમની પ્રતિમાઓ ઘડાઈ સાંભળી છે ? કલાપિ, નરસિંહરાવ કે ન્હાનાલાલ એનો અનુકરણિયો જોટો યે એની જોડે હજી તો માંડી શકયા નથી. એ ન્હાનકડું કાવ્ય તો છે, દિલ્હીની મોતી મસ્જીદ સમો, ન્હાનકડો સૌન્દર્યમહાલય; અને ઉચ્ચારે છે કે કાળે કરીને કાવ્યકલાનું ચાતુર્ય કંઇકે ઝંખવાતું હશે, સૌન્દર્ય ઝંખવાતું નથી : કાવ્યનો પ્રસાદગુણ કાલાતીત છે.

ગુર્જર મહાગ્રન્થોમાંથી મ્હને ઘડ્યો છે દલપતકાવ્યે, સરસ્વતીચન્દ્રે, નર્મકવિતાએ: અને એક હિન્દી મહાકાવ્ય પ્રવીણસાગરે.

દલપતકાવ્યે મ્હને શીખવાડ્યું કાવ્યનું કલાનું ને જીવનનું The high moral purpose: જે મિલ્ટને ને ટેનીસને પાછળથી ખીલાવ્યું. એ કાલે સહુ કરતા તેમ મ્હેં કવિતાની પાટી ઉપર પહેલવહેલો ગુલાલ નાંખ્યો ત્ય્હારે દલપતશૈલીના દોહરાના આંકડા આલેખ્યા હતા. Literature is criticism of Life: માથ્યુ આર્નોલ્ડના એ પ્રખ્યાત વચનામૃતના, મહાકવિ સંસાર ઘડનાર છે–સ્મૃતિકાર છે–યુગસૃષ્ટા છે એ મહાસૂત્રના, પ્રથમ પાઠ દલપતકાવ્યે શીખવાડ્યા. High purposefulness of literatureની–શારદોપાસના એટલે સંસારકલ્યાણ એ મહાસૂત્રની, દલપતકાવ્ય એટલે આજે યે જાણે વાચનમાળા એમ શુદ્ધાત્માઓને સહમજાય છે.

ને સરસ્વતીચન્દ્રનો મહાગ્રન્થ તો દેશભરમાં દાવાનળ સરિખડો, જ્વાળામુખી જેવો સળગી ઉઠ્યો હતો; ને ગુજરાતી માત્રનાં રસકલ્પનાને સળગાવી મૂક્યાં હતાં, તેમ મ્હારી યે કવિતાકલ્પનાની શિખાઓ એણે સળગાવી મૂકી. રસિકતાને અજબ ને પાકા રંગ આપ્યાઃ કલ્પનાગગનનાં જાણે બારણાં ઉઘાડી નાંખ્યાં. ચેપમેનકૃત હોમરનું ભાષાન્તર વાંચીને કીટ્સને થયું હતું કે જાણે નવો મહાસાગર નિહાળ્યો! સમસ્ત ગુજરાતને એવું ત્ય્હારે સરસ્વતીચંદ્રનાં રસદર્શને થયું હતું; ને મ્હને યે થયું.

આ યુગમાં તો અન્ય કો મહાગ્રન્થે ગુજરાતમાં હજી એ મહાભાવ જગાડયો નથી: કે જાણે નવલાદ્યા કો મહાસાગરનાં દર્શન કીધાં!

અને પછી—૧૮૯૪ માં વાંચી નર્મકવિતા. ૧૮૯૪ માં મુંબઇ નગરીનાં પ્રથમ દર્શન થયાં, રાજર્ષિ દાદભાઇનાં પ્રથમ દર્શન થયાં, નર્મકવિતાનાં પ્રથમ દર્શન થયાં. એ વર્ષના એ ત્રણ મહાપ્રસંગો. ભાષ્ય વિના ન સમજાય એ નર્મદશૈલીની ક્લિષ્ટતા ત્ય્હારે ય ખૂંચી. પણું નર્મદનો અડગ ટેક, વિચારટેકરી ઉપરની વિચારરમણાઓ, સમસ્ત દેશ ઉપર ઉડતી એની વિશાળ દૃષ્ટિ, ઇતિહાસના મહામંત્રો ઉકેલતી એની ઉદાર આંખ–એ સહુ અંતરમાં ઉતરી ગયાં. સરસ્વતીચન્દ્રના ત્ય્હારે પ્રથમ બે ભાગ જ છપાયેલા હતા. ગોવર્ધનરામ દેશી રાજ્યનાં તળાવડાંમાં રમતા લાગ્યા; દાદાભાઇ ને નર્મદ ભારતભાગ્યના જોતિષીઓ ભાસ્યા. ચન્દની સરિખડું સ્વદેશવાત્સલ્ય દલપતરામમાં દીઠું હતું: મધ્યાહ્ન સરિખડી દેશદાઝની ઝાળ નર્મકવિતામાં દીઠી. નવો મહાછન્દ શોધવાનું સ્વપ્નું અને મારા તખલ્લુસની પ્રેરણા પણ મને નર્મદ કનેથી લાધ્યાં.

એમ મને પ્રથમ દેશદર્શન થયું.

અને એ પૂર્વે ૧૮૯૨ માં 'પ્રવીણસાગર'ના પ્રબંધોની પ્રચંડ Discipline માં પૂરેપૂરો પલોટાયો હતો. ઘણાખરા એ રસપ્રબંધોને પંદર વર્ષની વયમાં તો રસભર ઘૂંટયા હતા. નાગપાશ જેવા કપરા પ્રબંધોને યે, કીર્તિપ્રાચીન મહાચિત્રની નવચિત્રકાર કો છબિ ઉતારે એ પૂજનભાવથી,

ત્હારે ચીતર્યાં હતા. આજના યુગને હસવું આવશે: પણ હું તો સાચ્ચું ને સ્પષ્ટ માનું છું ને ભાખું છું કે ચોકડાં ને ચોગઠાંની એ સખ્ત Discipline વિના, વિનાસૂકાન કે વિના હોકાયંત્ર આજની છંદસ્વતંત્ર મુજ ડોલનશૈલીના પટવિસ્તાર ઉપર આટઆટલે સન્માર્ગે કદાચ હું મારી કાવ્યનૌકા ન ખેડી શકયો હોત. ચીલા વિનાના મહાસાગરે દૃષ્ટિમાત્રથી, ભાવમાત્રથી મહામાર્ગ ખેડવાની રસકલા 'પ્રવીણસાગર'ના પ્રબંધસમુદાયની એ શબ્દકસોટી શિવાય કદાચ ન યે સાંપડત. પવનપાવડી પેઠે મોટર છોડી મૂકવી હોય ત્હેમણે સંયમચાવી પ્હેલી સાધવી ઘટે. ખરેખર! મધ્યયુગના ગુજરાતે ભારતને દીધેલો 'પ્રવીણસાગર' અપ્રતિમ મહાગ્રંથ છે.

૧૮૯૩ માં એમ એક સંવત્સર અદ્ભુત ઉઘડ્યું.

અને ૧૮૯૩ એટલે મચ્છુનો આરો ને ગુરૂવર્ય દવે સાહેબ. આ યુગની અર્ધી સદીમાં તો એવા ગુરૂદેવ દીઠાસાંભળ્યા નથી.

ત્હારે પૂછશો કે દવે સાહેબ કોણ હતા? હા! ગુજરાત હજી પોતાનાં ઘણાં મહામૂલાં રત્નોને નથી પિછાનતું. કાશીરામ સેવકરામ દવે એટલે ગુર્જર ભોમના નવયુગના ગુરૂશિરોમણિ. દવે સાહેબ એટલે નવયુગના આંગ્લસંસ્કારીઓમાંના અજોડ સંસારી સન્ત.

બે જ લાક્ષણિક પ્રસંગો મિતાક્ષરા રૂપે કહીશ.

Tithe—દશાંશ ધર્માદા સમર્પવાની ધર્માજ્ઞા આજજૂની છે. યૂરોપમાં કહી છે, આપણે ત્હાં કહી છે. નવ-

યુગના આ ૮૦ વર્ષમાં દશાંશનો ઘમાંદો કહાડનાર અંગ્રેજી ભણેલા કોણ કોણ ? ધર્મમંદિરે દશાંશ ધરાવાયા પછી જ હવે સાહેબનો શેષ પગાર ઘરમાં પ્રવેશતો. અને અન્ય ઉદારતા તો નિરાળી જ. નવયુગનો દશોંદી આંગ્લસંસ્કારી ઓળખ્યો હોય તો ઓળખાવજો, એટલે કબૂલીશ કે એ સન્તની જોડ એક તો છે.

ગુજરાત કૉલેજમાંથી વડોદરા કૉલેજમાં હવે સાહેબની બદલી થઈ. સર રૂસ્તમજી વકીલથી માંડીને ગુજરાત કૉલેજનો સકલ વિદ્યાર્થીસંઘ પૂજ્યભાવનાથી પ્રેરાઈ વિદાયનું સન્માન સમર્પવા અમદાવાદ સ્ટેશનના પ્લેટફોર્મને તાળીઓથી ગજાવતો, ફૂલહારથી ફોરાવતો, સદ્‌ભાવથી સોહાવતો, ટોળે મળ્યો હતો. એવે દવે સાહેબે દૂરથી આવન્તા દીઠા નિજ ગિર્વાણવિદ્યાગુરૂ બદ્રીનાથ શાસ્ત્રીજીને. વિદ્યાર્થીસંઘની દૃષ્ટિધારાઓ દવે સાહેબ ઉપર વરસતી હતીઃ દવે સાહેબનો હૃદયધોધ ગુરૂચરણમાં જઇને ઢળી પડ્યો. અમદાવાદના સ્ટેશન મહીંના પ્લેટફોર્મ ઉપર જ પૂજ્યબુદ્ધિ શિષ્યમંડળીની વચ્ચોવચ એ ગુરૂવર્યે નિજ ગુરૂરાજને, જાણે વિનયનો વેલો પાયે પડ્યો હોય એમ, સાષ્ટાંગ દણ્ડવત પ્રણામ કીધા. ધર્માચાર્યને તો કોઇકે પણ કર્યાં હશેઃ સ્ટેશન પ્લેટફોર્મ કે રાજમાર્ગ ઉપર વિદ્યાગુરૂને સાષ્ટાંગ દણ્ડવત પ્રણામ પ્રણમનાર, કીર્તિની છોળો ઉપર થનગનતો ત્રીસ વર્ષનો ભરજોબન જુવાનડો, નવયુગનો આંગ્લસંસ્કારી કો ગુજરાતી જાણ્યો હોય તો જણાવશો, એટલે ઉચ્ચરીશ કે મ્હારા ગુરૂવર્ય અદ્વિતીય સંસારી સન્ત ન્હોતા.

સાગરગંભીરા એવા ગુરૂવર્યના ચરણારવિન્દે ૧૮૯૩ નું સંવત્સર એમ વીત્યું.

ને બીજું અદ્દભુત સંવત્સર ઉઘડયું ૧૮૯૮ માં.

પણ સ્હવાર પ્હેલાં ઉષા પ્રગટે તેમ બીજું સંવત્સર ઉઘડવાનું પ્રભાત પ્રગટયું હતું આગલા વર્ષથી, ૧૮૯૭ થી.

આજે મુંબઇ યુનિવ્હર્સિટિમાં શા ધોરણે અભ્યાસ-ગ્રન્થોની પસંદગી થાય છે તે તો એ જાણે. ત્ય્હારે તો અભ્યાસક્રમ જસ્ટિસ રાનડે ને સર ફીરોઝશાહ જેવાઓ ઘડતા. ને અભ્યાસગ્રન્થો વર્ડઝવર્થ, સેલ્બી, બેઇન, જેવા પસંદ કરતા. મ્હારે ઇન્ટર કલાસમાં ઈંગ્લાંડના બે મહાન ગ્રન્થકારોની રસઓળખ થઇ; બર્ક અને ટેનિસનની. ૧૮૯૩ માં કોલમ્બસનાં સ્વપ્નાં, સીલીકૃત એક્ષપાન્શન ઓફ ઈંગ્લાંડની છોળો, ફ્રેંચ રેવોલ્યુશનના ઉછળાટઃ હવે સાહેબે સંભળાવ્યાં હતાં. પ્રીવિયસમાં નપાસ થવાથી ગ્રીસના ને રોમના–બન્નેના ઈતિહાસ ભણવાના મળ્યા. પછી રોમના ઇતિહાસના ભરતીઓટની ગર્જના ૧૮૯૬ માં હવે સાહેબે ફરી સુણાવી. ૧૮૯૭ માં, અમેરિકાને પૂર્વપશ્ચિમ બે આરે બે મહાસાગર ગાજે છે એમ, ચેધામને ને બર્કને ગાજતા સાંભળ્યા. અને કવિતાદેશે ટેનિસનની સુમધુર ને ધ્વનિસમૃદ્ધ શબ્દાવલિ દીઠી. કવિજીવન વાંચ્યું, સ્ટોર્ફોર્ડ બ્રૂકનું અર્થસ્ફોટન વાંચ્યું. ધ્વનિગુજન્તી શબ્દાવલિની ઘટના ને સુમધુર સમાસરચનાને માટે ત્ય્હારે ટેનિસનનો ને પછી કાલિદાસનો હું ઋણી છું. ઇતિહાસના અર્થઉકેલનની આંખલડીનું એકેક પોપચું બર્કે ને હવે સાહેબે ઉઘાડયું.

૧૮૯૭ ના વાવેતરનો પાક ઉતર્યો ૧૮૯૮ માં. એ વર્ષમાં દલપતરામ વિદેહ થયા; એ વર્ષમાં મ્હારા સાહિત્યજીવનનો પરમ પ્રસંગ સાંપડયો. કવિતાદેવીની અદૃશ્ય પ્રેરણાખંજરી ઝણઝણી ઉઠી. ડોલનશૈલીનો અવતાર થયો. 'ઇન્દુકુમાર'નાં કુમકુમવર્ણાં પગલાં થયાં. ડેક્કન કૉલેજના ટાવરની અગાસીમાં ને મૂળામૂઠાને તીરે વર્ષામાં વસન્તોત્સવ રચાયો.

એમ વાત આગળ ચાલી: ને પછી દૃષ્ટિ ઇંગ્લાંડ ઉપરથી ઉડી યૂરોપ ઉપર ઢળી. ૧૮૯૮ ના જૂનમાં એરીસ્ટોટલ ને કેન્ટ ભણવા અમદાવાદ મૂકી પૂને જવાનું થયું. ત્ય્હાં ગોઇથેની યૂરોપવિખ્યાત નવલકથા "સૉરોઝ ઑફ વ્હર્ટર" વાંચી. ઇનૉક આર્ડન જેવું લખવા જતાં વસન્તોત્સવ લખાયો. ડૉ. માર્ટિનોની ટાઇપ્સ ભણવાની હતી. સ્ટડી ઑફ રીલીજીઅન, સીટ ઑફ ઑથોરીટી ને સર્મન્સ વાંચ્યાં. ભાગવત ધર્મની જીવનભરની ઉંડી છાપ પડી: ભાવની, સુંદર શૈલીની. હિન્દનો ઇતિહાસ, ઇંગ્લાંડનો ઇતિહાસ, અર્થશાસ્ત્ર પ્રો. બેઇનની નીડર, અસ્ખલિત શબ્દનિર્બન્ધ જ્ઞાનચર્ચા સાથે, આલોચ્યાં. એક ત્ય્હારે ન થઈ તે આજ સૂધી નથી થઇ; શેકસપીઅર પ્રત્યે અભિરૂચિ. વર્ષાની એક ટર્મમાં પ્રોફેસરે શેક્સપીઅરનાં બે નાટકો ભણાવ્યાં; ન ગમ્યું, ગ્રંથકર્તા યે ન ગમ્યો. ઇંગ્લાંડનો મહાકવિ ત્ય્હારે યે તુચ્છ કલાકાર ભાસ્યો. તે પછી દસબાર વર્ષે રાજકોટમાં એક મિત્રે કહ્યું; 'ન્હાનાભાઈ! શેકસપીઅર વિષે તમારા જેવા વિચારો લૅબ

લાયબ્રેરીમાં એક ઇંગ્રેજી માસિકમાં આવ્યા છે.' ગયો, શોધ્યું, જોયું; શેકસપીઅર વિરૂદ્ધની લીઓ ટોલ્સ્ટોયની જગતવિખ્યાત રસચર્ચા એ હતી.

પછી પ્હેલ્લી L. L. B. ની પરીક્ષામાં જસ્ટીનીઅન અને સંસ્કૃતિની છોળો કેમ આવે જાય છે એ ઓળખાવતો મેઈનનો એન્શિયન્ટ લો—એમણે ઇતિહાસદૃષ્ટિ ઓર ખીલાવી; જાણે પૃથ્વીભરમાં રેલાવી. એમ. એ. માંના અભ્યાસગ્રન્થ પ્રેસિડેન્ટ વિલ્સનના The State એ એ જગતદૃષ્ટિને પોષી, ને જગતના પ્રજાઘટતરના ઇતિહાસો કહ્યા. અને ધ હોલી રોમન એમ્પાયર તથા બેજહોટકૃત ઇંગ્લીશ કોન્સ્ટીટયૂશન—એમણે શીખવ્યું કે મહારાજ્યો એટલે સંસ્કૃતિની મૂર્તિઓ.

એમ યૂરોપદર્શન પછી પૃથ્વીદર્શન થયાં. પણ મ્હારાં વિરાટદર્શન તો ભણી ઉતર્યા પછીનાં.

અભ્યાસકાળ ઉતર્યે વીસમી સદીના પ્રથમ સંવત્સરમાં દીઠી શ્રીમદ્ ભગવદ્ગીતા. અને પ્રથમ જ વાંચ્યો એકાદશમો અધ્યાય, ને કીધાં વિરાટદર્શન. ગુર્જર સાહિત્યમાં, ફારસી સાહિત્યમાં, આંગ્લ સાહિત્યમાં, યૂરોપી સાહિત્યમાં ન્હોતું દીઠું તે, ફિલસુફી ઇતિહાસ ધર્મ ને કવિતાનો મહાસમન્વય, કાલચક્રનાં વિશ્વરમણ ને બ્રહ્માંડભ્રમણ એ એકાદશમા અધ્યાયમાં દીઠા. ૧૮૯૩ થી ઉઘડતી ઇતિહાસની આંખલડી ને કવિતાની આંખલડી—એ બન્ને આંખડીઓની નિરનિરાળી રસદૃષ્ટિ વિરાટદર્શને એકદૃષ્ટ થઇ.

સંસ્કૃત સાહિત્યની સર્વોપરિતાની એ મ્હારી પ્રથમ ઝાંખી.

જેમ મનુજ પામી શકે એટલી કંઈક બ્રહ્માંડદર્શનની દૃષ્ટિ ઉઘડી.

સરવાળેઃ સરસ્વતીચન્દ્ર, ટેનીસન, માર્ટીનો, મેઈન, ગીતાઃ એ મહાગ્રન્થોની પંચાક્ષરીએ પંચરત્નપાંખોની સંસ્કારપીચ્છાવલિ બક્ષી; ને એ પાંખોએ યથાશક્તિમતિ ઉડાય એટલું આજ સૂધી ઉડ્યો.

સહુ બાલકના પ્રથમ ગુરૂ ત્હેન પિતા. શિશુના શિશુત્વના એ પ્રત્યક્ષ દેવ. એની ઉરપૂજાના પ્રભુ.

ને બીજા ગુરૂ એના શાળાગુરૂઃ બાળકનો પુરૂષ સરજે, સરસ્વતીની વીણા સંભળાવે, અંધકારનાં બારણાં ઉઘાડે, મેધાજનન કરે.

ને પછી પ્રગટે પ્રેરણાની વીજળી.

અને એ વીજળી પવિત્ર રહી હોય તો સંયમમાં આવે, ને મનુમન્ત્ર પછી સિદ્ધ થાય કે गृहिणी गृहमुच्यते. અન્તરિક્ષમાં અદ્ધર આભલે બેસી ભટકનારને જીવનના સકલ સંસારસુખની સુખપાલો રચી મ્હલાવનાર તો એ कार्येषु मन्त्री, भोज्येषु माता, शयनेषु रંભા મુજ કુલયોગિની. क्षमयाधरित्री–એમણે ઝીલી રાખ્યો ન હોત તો–પણ 'તો' ની મિથ્યા કલ્પના અત્યહારે આટલે વર્ષે આજ શા માટે? ગુજરાતની ગૃહદેવીઓ–ગુણસુંદરીઓનાં સાચાં સંસારમૂલ હજી ગુજરાતના વિદ્યાચતુરોએ પૂરાં મૂલવ્યાં નથી. લોકસંઘ છાપે ચ્હડેલીઓથી ભડકીને બ્હાવરા શો ભાગે છે. પૂજનીય–જગતપૂજનીય ગુજરાતણો દેવીઓની પેઠે ગુજરાતીઓનાં ગૃહમંદિરોમાં વિરાજે છે.

સ્વર્ગસોપાન સમી આયુષ્યનિસરણીનાં પચાસ રતન-પગથીઆં ચઢી પાછું વાળી જોતાં ઓ ઉભાં દેખાય ઋષિ અને દ્રષ્ટા સમા દલપતરામની સમર્પાતી સંસારદર્શનદૃષ્ટિ, હવે સાહેબનું કંઠછલકાતું આત્મસંભરણુ, કવિતદેવીનું ગગન ફોડન્તું પ્રેરણાપ્રગટીકરણ, ને કુલયોગિનીની લતામંડપ સરિખડી જીવનભર અખંડ પરિમળતી ને પોષતી છત્ર-છાંયડી. આ આત્માની રથયાત્રાનાં, વૈષ્ણવી પ્રસ્થાન ચતુષ્ક સમાં, જીવનના સ્થંભચતુષ્ટય જેવાં એ મ્હારા ગુરૂવર્યો.

અને આજે ગુજરાતમાં અને ભારતમાં બહુ ચર્ચાતી એક વાત વિષે મ્હારો અનુભવ કહી લઉં તો અસ્થાને ન ગણશો. ઇંગ્રેજી ભાષા ભણવી કે ન ભણવી ? કેટલાક કહે છે કે રાજભાષા છે, માટે ભણો: મ્હારે મન એ શુદ્ર દૃષ્ટિ છે. કેટલાક કહે છે કે જગતવ્યાપારની ભાષા છે, માટે ભણો: મ્હારે મન એ વૈશ્યદૃષ્ટિ છે. જર્મનો કહેતા કે જગતભરમાં અંગ્રેજો સંગાથે સ્પર્ધા ખેડવી છે, માટે ઇંગ્રેજી ભણો: મ્હારે મન એ ક્ષાત્ર દૃષ્ટિ છે. મ્હારી બ્રાહ્મણ-દૃષ્ટિ તો એમ ઉચ્ચારે છે કે ઇંગ્રેજી ભાષા એટલે આપણે કાજે તો આજ જગતસાહિત્યનું પ્રવેશદ્વાર; માટે તે ભણો. હું એ ભાષા ન ભણ્યો હોત તો જગતની કંઈ કંઈ સાહિત્યવાડીઓ મ્હારે વણપરિમળસૂંઘી જ રહેત: The English Language is to us today the master key of the Palace of the World Literature.

ગુજરાતી ભાષા માનું ધાવણ પાય છે: ઇંગ્રેજી ભાષા જગતસાહિત્યમાં લઈ જઈ મૂકે છે; સંસ્કૃતભાષા સર્વેનો

અદ્ભુત સમન્વય, ગગનમંડળ સમો, સર્જે છે. એ ત્રણ ભાષાઓનાં ભાષાજ્ઞાન વિના ગુજરાતી હિન્દુ બાલક પંગુ જ રહે.

સર્જનો ! ૧૯૦૧ સૂધીની ઘડતરકથની કેટલીક કહી. ૧૯૦૧ ના ડીસેમ્બરમાં એમ. એ. પાસ થઈ ૧૯૦૨ ના જાનેવારી આખરથી સરકારી નોકરીની ધૂંસરીમાં ધોરી જોતરાયો. ૧૯૦૨ ના ફેબ્રુઆરી, માર્ચ, એપ્રિલની ફુરસદઘડીઓ 'કેટલાંક કાવ્યો, ભાગ ૧ લા' નો હસ્તલેખ પ્રકાશનને માટે તૈયાર કરવામાં ગાળ્યો. મ્હારા પ્રથમ ગ્રન્થનો એ સંગ્રહ લઈ પ્રકાશન પૂર્વે મણિભાઈને દાખવવા મે માસમાં ગોપનાથયાત્રાએ ગયો. નરસિંહને રાસદર્શન કરાવનાર શંકર ભગવાનનાં ત્ય્હાં દર્શન કીધાં. અને પછી એમ ઘડતરકથાનું આદિ પર્વ સમાપ્ત થયું ને પ્રકાશનપર્વ બેઠું.

અને સાહિત્યરસીલાંઓ ! આવાં આવાં કથાનકોથી ભૂલના ભ્રમમાં મ પડતાં. 'અજબ બાળકો,' 'આદર્શ' ને 'અભ્યાસી,' 'અજોડજ્ઞાનપિપાસુ,' 'અનન્ય સરસ્વતીઉપાસક': એવાં એવાં લાડવિશેષણો ઉચ્ચરી મા બેસતા, નહિ તો ઇતિહાસ ત્હમને જૂઠા પાડશે. શાળામાં કે ઝીંદગીમાં મારો નંબર પહેલો ન હતો. શાળાના પહેલ્લા નંબરમાં હજી મ્હને શ્રદ્ધા નથી બેઠી. ઈંગ્રેજી બીજા ધોરણથી સાતમા સૂધીના—છ વર્ષભરના અવિચ્છિન્ન મ્હારા વર્ગના પ્રથમ પાંચ નંબરના સંગાથી વછેરાઓ ઝીંદગીના શરત–મેદાનની શરૂઆતમાં જ થાકી પડયા દીઠા છે. છ વર્ષના અવિચ્છિન્ન પહેલ્લા નંબર તો મેટ્રીકે પાસ ન થયા. બીજા નંબર એલએલ. બી. થઈ અમદાવાદની લાખાપટેલની પોળ

છોડીને દોહદ કોર્ટ સેવવા સંચર્યા. ત્રીજા નંબર સામળભટ્ટના ગામના પાટીદાર છે. શિક્ષાગુરૂ—ને તેથી અમે સૌ—એમને 'જાડી બુદ્ધિ' કહી સંબોધતા. ગ્રીંદગીને આરે આવ્યા ત્ય્હારે આજ ગુજરાતમાં મામલતદાર છે. ચોથા ને પાંચમા નંબરો તો ચાળીસનાં આયુષ્યો જોવા ન રહ્યા. Lop off the tall poppies, and support the not-ables, એ નીતિઓના પરિણામે આજ જ્ય્હાં ને ત્ય્હાં મીડીઓકર્સ જ પહેલે નંબરે છે. અંગ્રેજી બીજા ધોરણમાં તો આઠે અંગે માનવપારણું કરી ચતુર્ભુજાઓને ચાર વિદ્યાર્થી બંધુઓ હિંચકાની સાંકળો પેઠે હિંડોળતા હિંડોળતા શાળાયાત્રા કરાવતા. ઇંગ્રેજી ચોથા ધોરણમાં તો એક દિશે શિક્ષકની થપડાક ને બીજી દિશે ભીંત, ને બેની વચ્ચે નાળીએર સમો ઝોલાં ખાતો શિર્ષકુંભ—એમ ભણતર ભણાતું: સોટી ન વાપરવાના સરક્યુલર ત્ય્હારે નીકળ્યા ન હતા. પણ પરિણામે વાર્ષિક પરીક્ષામાં બધા વિષયોમાં પાસ. મેટ્રીકમાં તો અમદાવાદમાંથી શહેરનિકાલ. એ પ્રયોગે ખોળ ઉતારી, આયુષ્યના રંગ પલટયા, આત્માને ચિરસ્થાયી ઓપ અર્પ્યો. બીજા ચોથા ને સાતમા ઈંગ્રેજી ધોરણોમાં તો શાળામાં, પોળમાં ને કુટુંબમાં સર્વસામાન્યોક્તિનો એક જ પડછંદો પડતો કે 'ન્હાનો નાઠો', 'ન્હાનો ભણી ઉતર્યો'.

એક જ દૃષ્ટાંત આજે તો પૂરતું માનવું જોઇશે.

મ્હારા એક સદ્‌ભાવશાળી શિક્ષક છે, આજે યે વડિલનો સદ્‌ભાવ સાચવે છે. જુડીશિયલ ખાતામાં સેશન્સ જજને અધિકારે છે. મેટ્રીકમાં જ ભણી ઉતરેલાનું મેટ્રીક

પાસ થવું સાંભળીને આશ્ચર્યાનંદ પામ્યા હતા. પછી અડધોક ડઝન વર્ષો વીત્યાંઃ ત્ય્હારે બી. એ. પાસ થયાનું સાંભળી તઆજ્જુબ થયા. તે પછી બેએક વર્ષે એમ. એ. પાસ થયાનું સાંભળી અજાયેબીના ખેલનો પાર રહ્યો નહિ. પણ એમનો પરમ આશ્ચર્યાનંદ એની યે પછીનો હતો. ૧૮૯૨માં વિખૂટા પડયે વીસ વર્ષોનાં વ્હાણાં વહી ગયાં હતાં. સદી યે પલટાઈ ગઈ હતી. ૧૯૧૪-૧૫માં મુંબઇ નગરીના એક સાક્ષરરત્ન અમદાવાદનો નગરમહાલય ગજાવી રહ્યા હતા. સાહિત્ય-રસ-કલારંગેલી શબ્દઝડીઓ ને વાક્ય-ઝપાટા વિજળી જેવા ઝબકી રહ્યા હતા. ગોવર્ધનરામ આમ ને ન્હાનાલાલ તેમઃ એમના સાક્ષરી રસભાષણમાં પુનરૂક્તિનું જાણે એ જ એક પ્રશસ્તિવેણ. વીશી પૂર્વેના શિક્ષક ને ત્ય્હારના અધિકારીને પડખે રા. આનંદશંકર ધ્રુવ બેઠા હતા. વિદ્વાન અમલદારને પોતાના અજ્ઞાનની અમૂંઝણ થઇ. ભાષણકર્તાના ભાષણમાં એક શબ્દનું-વર્ષામાં કરાની પેઠે-પુનરાવર્તન થતું, પણ તે સ્હમજાતું નહિ. સાહિત્યપારંગત મનાતા પ્રો. ધ્રુવને પૂછ્યુ; " ગોવર્ધનરામ તો ઓળખ્યાઃ આ 'ન્હાનાલાલ' 'ન્હાનાલાલ' રટે છે એ કોણ-?" રા. આણંદશંકર ઉચ્ચર્યા : 'ન ઓળખ્યા ? આપણા ફલાણા ફલાણા....' શિક્ષક-અધિકારી આનંદચકિત થયાઃ 'હેં-! એ વળી વિ૦' આજે યે એમના સદ્ભાવ ને આશિર્વાદનાં મ્હારે મન મૂલ છે.

ઇતિહાસો સાખ પૂરે છે કે કેટલાએકોએ ગુરૂઓની શ્રદ્ધાને અને આશાને, પડતા અરિસાઓ પેઠે, ફોડી છે. મ્હેં એથી વિપરીત કીધું છે. વડિલોની ને ગુરૂજનોની

અશ્રદ્ધાને ને નિરાશાને જીવનની વિષવેલની પેઠે સમૂળી ઉચ્છેદી છે.

સૂરતમાં ઘઇડીઆઓ યે કનકવા ચગાવે છે. અને અળવીતરાં સંતાન સરિખડો સદા વડિલોને ને ગુરૂજનને હું વ્હાલો હતો એ સાંભરે છે ત્ય્હારે તો ઘડીભર એમ થઇ આવે છે કે એ તોફાનવાડીઓમાં જઈ જાણે ફરી પાછો ધૂમ મચાવું.

એ વેળાના અમારા વિદ્યાર્થીસંઘના વિક્રમપરાક્રમનો વાર્તાગ્રંથ રચાય તો જગત જાણે કે Tom Brown's School Days માંના ટોમના સહોદર ગુર્જરકુંજોમાં યે ત્ય્હારે વસતા. ચેતનિયાઓના ચેતનફૂવારાનો ઇજારો શ્રી હરિએ કોઇ એક પ્રજાને બક્ષ્યો નથી.

મીરને મોખરે કલ્પજો, વર્ગને મોખરે નહી. પાળના ચોકઠામાં કે રમતના મેદાનમાં, પ્હેલ્લી હરોળની યે આગળ ધારજો, શિક્ષકદૃષ્ટિના ચોગાનમાં નહી. ૧૮૯૪ કે ૯૫ માં આ જ વિદ્યાગારમાં કૃષ્ણલાલભાઇએ નપાસ કીધો હતોઃ એમની ભૂલે નહિ, મારા વાંકે. પણ ૧૮૯૪ ને ૯૫ માં એલ્ફીન્સ્ટન કોલેજની ક્રીકેટએકાદશાવલિમાં દસે પારસી ખેલાડીઓ હતા, માત્ર એક જ હિન્દુ ખેલાડી હતો; ને એ આ ગુજરાતી.

ગુણપૂજાની અતિશયતા અસાવધને હાથે ક્ય્હારેક ઇતિહાસો અવનવા સર્જાવે છે. એ સુલભસાંપડતી ભૂલભૂલામણી ભણી પગલું યે પડે તો એક જ શબ્દ ઉચ્ચરવાનો છે, 'સાવધાન'.

મ્હારી આ અર્ધી સદીમાં મને ત્રણ સન્માન મળ્યાં

છે; એક અપમાન મળ્યું છે; એક નોંધારાની સેવા કીધી છે; એક કલાસેવા કીધી છે; એએક કપરા પ્રસંગે શ્રી હરિએ આતમબળ બક્ષ્યું છે.

સન્માનોમાં પ્હેલું સૂરતદીધું, બીજું અમદાવાદદીધું, ત્રીજું મુંબઈદીધું.

સાન્તાક્રુઝ–સંતકુંજની શેરીઓમાં છ–સાતેક વર્ષ ઉપર એક નવતર પુરૂષ મળ્યા. મ્હને ઉભો રાખ્યોઃ "ત્હમે ફલાણા ફલાણા ? ત્હમારી 'ઉષા' છ વાર મ્હેં વાંચી છે." વિલે પારલેની એક જાહેર સભામાં એક સજ્જન પડખે જ બેઠા હતા. મ્હારા કાનમાં નર્મગોષ્ઠિ કહીઃ "મ્હેં 'ઉષા' સો વાર વાંચી છે." સાન્તાક્રુઝને સ્ટેશને પંદર સત્તર વર્ષો ઉપર એક ટ્રેનપ્રવાસી મળ્યાઃ કોઇકે ઓળખ કરાવી; "હેં ! 'ઇન્દુકુમાર'ના કર્તાને હું મ્હોટી ઉમરના સ્હમજતો હતો." સાહિત્યસર્જકોને આવાં સન્માન વિરલ નથી.

પહેલ્લું વિરલ સન્માન સૂરતદીધું. સૂરતમાં નર્મદ-સ્મારકસમિતિ સ્થપાઇ. એ સમિતિએ સૂરતના નગર-સંથાગારમાં નર્મદની છબિ મૂકવાનું ઠરાવ્યું. નર્મદની છબિ ખુલ્લી મૂકવા નર્મદસ્મારક સમિતિએ દલપતપુત્રને ન્હોતર્યો. એથી અધિકું ઉદાર દૃષ્ટાંત ગુજરસાહિત્યના ઇતિહાસમાં સાંભળ્યું હોય તો સંભારી આપશો. એ તિથિએ–શ્રાદ્ધપક્ષની કૃષ્ણતૃતીયાએ મ્હારે તો દલપત ને નર્મદ ઉભયનાં શ્રાદ્ધ સંગાથે સારવવાનાં હતાં.

બીજું વિરલ સન્માન અમદાવાદદીધું. અમદાવાદમાં બારોટમંડળની જ્ઞાતિપરિષદ્ મળી. બારોટો એટલે પ્રાચીન

શૈલીનાં કવિસંતાનો—પ્રાચીનતાના પૂજકો. એ પરિષદે આદરી કાવ્યવાર્તાની રસસ્પર્ધા. પરીક્ષક જોઇએ, પારિતોષિક-ના ચન્દ્રક વ્હેંચનાર જોઇએ. પરીક્ષક તરીકે, પારિતોષિકના ચન્દ્રકપ્રદાતા તરીકે એ પ્રાચીનતાપૂજકોએ ન્હોતર્યો નવીનોમાંથી યે નવીનતરને. છન્દસ્પર્ધાની એમની ઝડ-ઝમકતાની વચ્ચે મ્હને બોલાવીને બેસાડ્યો: કદાચ એમ ભાસ્યું હોય કે છન્દત્યાગમાં જ સાચાં છન્દમૂલ પરખાય છે. પ્રાચીનતાએ નવીનતાને સમર્પેલાં આથી અધિકડાં સન્માન સ્મરણે ચ્ઢે તો સ્મરાવશો.

અને ત્રીજું મુંબાઇનગરીદીધું આજનું અસામાન્ય સન્માન. ૧૮૪૮ પછીના નવયુગના સાહિત્યના ઇતિહાસના આ એંસી વર્ષમાં એનો એક જોટો યાદ આવે છે. આશરે ચાળીશેક વર્ષો પૂર્વે સર નવરોજજી પેસ્તનજીની પ્રધાન પ્રેરણાથી ગુજરાત સમસ્ત વતી અમદાવાદે દલપતરામનો મહોત્સવ ઉજવ્યો હતો એ આજ સાંભરે છે. બેએ પેઢીઓને ગુણજ્ઞ ગુજરાત અને ગુણપૂજક ગુજરાતીઓ આમ સન્માનને ફૂલડે વધાવતા આવ્યા છે. કોણ કહે છે કે ગુણપૂજા એ ગુજરાતની ગુણવિશેષતા નથી?

કેટલાંક વર્ષો ઉપર—અને મ્હારે હવે તો ઇતિહાસ ભાખવાના છે—અમદાવાદમાં એક વિરમગામી મળ્યા: 'ત્હમે મારા દીકરાને ફટાડયો.' 'પણ ભાઈ! આપનાં જ દર્શન આજે; તો પછી—?' 'ત્હમે ઇન્દુકુમારના લેખક ને!' 'હા, ભાઈ!' 'ઇન્દુકુમાર વાંચી મ્હારો દીકરો કર્યે સગપણે પરણતો નથી. વાંચીને છોકરાં બગડે એવું

એવું ત્હમે લેખકો શાને લખતા હશો ?' આને હું, ત્હારે ને આજ, અપમાન નથી સ્હમજ્યો; સજ્જનદીધું સન્માન જ સ્હમજ્યો છું. ને આજે યે નથી સ્હમજતો કે જોબનવિહરન્તાને અગાડવા સરીખડું ઇન્દુકુમારમાં શું છે.

એક અપમાન એ તો અમદાવાદની ગાંધીકોંગ્રેસનું: જે કોંગ્રેસ નિરીક્ષી એક અંગ્રેજ અમલદારે ઉચ્ચાર્યું કે 'There is no grit in the movement.' નદીની રેતમાં ખાદી પાથરી સાદાઈનો સમારંભ ભરીશું ભાખીને હજારોને ભાવે ટીકીટ વેચનાર એ વ્હેપારિયા કોંગ્રેસ આચાર્ય બુદ્ધિસાગર સુરીશ્વરજી સરિખડા ખાખી બાવાને ય તે એમના સંન્યસ્તધર્મ વિરૂદ્ધ પ્રતિબોધ્યું કે 'ટીકીટ લઇને આવો.' એનો સ્વાગતનો વાઘ તાબૂતનો વાઘ નિવડ્યો. ઘોઘર જેટલો ય ન ઘૂરક્યો, મુષક જેટલો ચું ચું કરી ચૂપઈ બેઠો. પ્રકૃતિની કરપીણ કંગાલિયત સિવાય અન્યથા કો કારણ ભાષણ કાજે ન્હોતરેલા અતિથિનાં અપમાનનું હજી તો શોધ્યું જડતું નથી.

ને એક કીધી છે નોંધારાની સેવા.

કાઠિયાવાડના ઈન્સ્પેકટર દિવસ ભર શાળાઓનું નિરીક્ષણ કરી સંધ્યાકાળે ફરવા ગયા. લખ્તરના ગઢની બહાર એક વૃદ્ધા પાણીનું માટલું ભરી વટેમાર્ગુની વાટ જોતી હતી કે કોઈ માર્ગે નીસરે ને માટલું ચઢાવે. અમલદારી વાઘાનો રૂઆબ બાઇએ નહી પીછાન્યો હોય, કે વેળા વટયે થાકી હશે; વૃદ્ધાને માટલું ચઢાવે એવા શઠ્ઠાદાર અમલદારો યે વિરલ નથી.

હતાશ નોંધારાંની સેવા તો અનોખી જ હતી. અમદાવાદની ગાંધી કોંગ્રેસના પ્રથમ દિવસે રાત્રે સાડા સાતેક વાગતાં મુખદ્વારમાંથી ઘરે જવા હું નીકળ્યો. મારવાડી, સોળંકી, પરમાર, વિગેરે અંત્યજ ભાઈઓ સામે જ ઉભા હતા. ઢસા અંત્યજપરિષદમાં પ્રમુખ હતો ત્‍હાં પિછાન થઇ હતી, એટલે પરસ્પર નમસ્કાર થયા. સહજ જ ક્ષણ-સ્વભાવિક પ્રશ્ન કીધો કે ‘ત્‍હમારો આ પ્રોગ્રામમાં શો કાર્યક્રમ છે·?’ હતાશનો અંતરબળબળતો ઉત્તર મળ્યોઃ ‘કાંઇ જ નહિ.’ હું અજાયેબ થયો. ‘શું? ત્‍હમે તો ગાંધીજીને ગળે છો ને ત્‍હમે જ કાર્યક્રમમાં નહિ?” “નાઃ બેન્કર સાહેબને મળ્યા. સૌ. અનસૂયાબાઈને મળ્યા. ઇન્દુલાલભાઈને મળ્યાઃ સૌએ કહ્યું “લાચાર છીએ, આડકોટ જબરા છે.” “અરે! પણ સ્વાગતના તો પ્રમુખનું ભાષણ જ અંત્યજવેદનાથી છલકાય છે ને? એ તે અંત્યજવિરોધી કેમ સંભવે?” ભગ્નાશ, પંથસૂના શા બોલ્યાઃ “ગાંધીજીની આંખમાં એમ જ અહીં ધૂળ છંટાય છે.” ક્ષણેક વિચારીને કહ્યું: “એક કામ ત્‍હમે કરો, બીજું બધું મ્હારે માથે. આઠેક દિવસ વહેલા મળ્યા હોત તો અંત્યજપરિષદ્ ભરત. હવે ચોવીસ કલાકમાં અંત્યજસભા. પાંચસો અંત્યજ ભાઈઓને ત્‍હમારે ન્હોતરી લાવવા, બીજું બધું મ્હારે માથે.” મ્હારે મન હતું કે ગોપળદાસ દરબારની રાસમંડળી બે રાસ રમશે, બે હજાર મનુષ્યમેદની સાંભળવા મળશે, ખુરશીટેબલ ગોઠવી દઈશું, અનેક તાત્કાળિક સભાઓ ભરાતી તેમ ત્રણેક હજાર મનુષ્યમેદનીની અંત્યજસભા ખાદીનગરમાં ભરીશું. ગાંધીજીને

જરૂરી ચિઠ્ઠી પાઠવી કે અંત્યજોનું શું? ગાંધીજીએ રૂબરૂ બોલાવ્યા. ગાંધીજી કહેઃ "ખાદીનગરમાં નહિ, મ્હારી પર્ણકુટિમાં સભા ભરો." કહ્યુંઃ "ન્હાની પડશે." કહેઃ "મહાસભાના મંડપમાં ભરો." "મ્હોટો પડશે; પાંચ હજાર શ્રોતાઓ આવશે ત્હો યે ખાલી દીસશે." ગાંધીજીએ કહ્યુંઃ "એ ત્હમારે કામ છે? સ્વયંસેવક! સ્વાગતપ્રમુખને કહો. આવતી કાલે સાડા આઠ વાગતા મંહાસભામંડપ મ્હારે જોઇએ છીએ." અમે છૂટા પડયા. રાત્રે જ પ્રમુખ શોધ્યા; સ્હવારે જ ઠરાવ ઘડયોઃ વક્તાઓ શોધ્યા. પછીની કથા હૃદયવિદારક છે. જાહેરખબર ઘડી છપાવવા અંત્યજભાઈઓને દીધી હતી, ત્હેમાં અંત્યજસભા પલટાઇ જઈ અખિલ ભારતવર્ષીય અંત્યજપરિષદ થઇ! અંત્યજોએ જ લેવા ના પાડી હતી એ સહીઓ જાહેરખબરમાં આવી. ગાંધીજીએ આગ્રહપૂર્વક કહેલા મહાસભાના સભામંડપનું સ્થાન કોક કમિટીએ ફેરવી નાંખ્યું, ને એ સ્થાનપલટાની કોઈ કોઇને ખબરે ન આપે. કોઇ કહેઃ 'ગાંધીજીએ સભાને સમયે મહાસભાનું મુખદ્વાર ખુલ્લું મૂકવા કહ્યું છે.' કોઈ કહે, 'નહિ, કાયદેસર ચાર આના લેવાવાના જ છે.' કાર્યકર્તાઓ બોલે ને વર્તે, જાણે કોઇને માથે મ્હોડ જ નહિ. પાસ વેચાય, લૂંટાય; મ્હને ઓફર થયો' તો; ના પાડી. અધિકારીઓ કમિટિને નામે કહે ને કરે, પણ બધું સ્વેચ્છાનુસાર. બધી વિટંબણાઓ વટાવી, સભા પાર ઉતારી. પણ નિરખ્યું કે અમદાવાદની મહાસભાનો કારભાર એટલે સાક્ષાત અંધેરી નગરી.

અને એક જ કીધી છે કલાસેવા; અમદાવાદનું ગુજ-

રાત કલાપ્રદર્શન. અઢાર અઢાર તિથિઓનો એ વસંતોત્સવ. પચ્ચાસ હજાર ગુજરાતીઓને ગુર્જર કલાભંડારનાં રસદર્શન કરાવ્યાં. કલાનો એ એક જ વિરાટસમૈયો; સૌન્દર્યભાવનાનો એક જ એ વસંતોત્સવ! રસના ફાગ! સૌંદર્યની કેસુકવિતાની રેલમછેલ! વ્યવહારિયું અમદાવાદ રસના અજબ રંગોમાં ત્ય્હારે રંગરસીલું બન્યું હતું.

અને આતમબળ શ્રી હરિએ બક્ષ્યું'તું ૧૯૦૯ની સાલમાં.

અસંહકાર અંગેનું રાજીનામું એને હું આતમબળની કસોટી નથી કહેતો. બુંગિઓ ઢોલ ઢબૂકે ને હાકલ પડે ત્ય્હારે કાયરે એક ક્ષણે વીર બને. તાબૂતના વાઘ ઝાવસોઈ ફૂટવા નીકળે, એ ક્ષણનાં શૂરાતન. ઘણાંનાં એ વ્હેણ નહિ, પણ પૂર; ક્ષણમાં ચઢે ને ક્ષણમાં ઉતરે. એ અકસ્માત.

કાઠીઆવાડના એજંટ ટુ ધ ગર્વનર સર ક્લોડ હીલ મજબૂત માણસ–strong man મનાતા. મ્હારે અનુભવે એ મીણનું મેલું પૂતળું હતું. ૧૯૦૯ માં સર ક્લોડે શિક્ષકો પાસેથી કબુલતનામાં લખાવ્યાં. સાંભળ્યું છે કે ફર્ગ્યુસન કૉલેજે વાંધો લેવાથી એ પ્રથા પછી બંધ પડી. સર ક્લોડે એક દહાડો મ્હને બોલાવ્યો. અનેક વિધ વાતચિત થઈ એમાં કહ્યું. "કોઇ પણ સ્થળે પોલીટીકલ વાત થતી સાંભળે તો ત્હારે ત્હારા પ્રીન્સીપાલને તે જણાવવી." મેં કહ્યું: "મ્હારાથી એ નહિ બને. મ્હારૂં Conscience ના પાડે છે." સર ક્લોડે કહ્યું: "સરકારને એવું Conscience જોઇતું નથી." સરકારની વતી એવું ઉચ્ચરવા સર ક્લોડને અધિકાર હતો કે નહિ, એ તો સરકાર અને સર

કલ્લોડ વચ્ચેનો પ્રશ્ન. મ્હેં તો ત્ય્હાં જ પ્રભુપ્રેર્યો પ્રત્યુત્તર વાળ્યો: "શુદ્ધ Conscience સરકારને જોઈતું હોય ત્ય્હાં સૂધી જ નોકરી કરવી છેઃ એક દિવસે વધારે નહિ." એ અવસરે તો એ પત્થરની મૂર્તિ મીણમૂર્તિ નીવડી. પણ એ ડંખીલા અમલદારના દિલ ને કલમમાંથી એ ડંખ ન ગયા, Confidential માં હું ન જાણું એવું કાંઈક ચીતર્યું, અને એ અનેક વેળા આડખીલ થઇ નડ્યું. સરકારને શુદ્ધ Conscience જોઈએ છીએ કે અશુદ્ધ એ બાબત સરકારને એના મ્હોટા અમલદારો વચ્ચે એકવાક્યતા થાય તો અમલની ઘણી ઘૂંચો ઉકલે. અસ્તુ. મ્હારે તો મ્હારો ને મ્હારા શ્રી હરિનો કસોટીનો અવસર સાંપડ્યો, ને હું ને મ્હારો હરિ તરી પાર ઉતર્યા.

આના જેવો બીજો પ્રસંગ એ પછી બારે વર્ષે ૧૯૨૧ માં આવ્યો. પણ એની કથા હવે કોઈક બીજે પ્રસંગે.

આમ ઇતિહાસના કેટલાક પડદા આજ સંકેલું છું; ને કલાધીશની, મનુષ્યની, સંસારીની ઘડતરકથા કંઇક કહી. થયો છું એથી અન્યથા થવા આજે ય મ્હને અભિલાષા નથી. મ્હેં તો તડકી ને છાંયડી સદા ઉભય માણ્યાં છે. જીવન એટલે જ તેજછાયાનું ચિત્ર; અને મ્હને તો ગુરૂવચન મળ્યું છે કે

'અનુભવીએ એકલું આનંદમાં રહેવું રે.'

અને મ્હારા સાહિત્યપરાજયની પણ કેટલીક કબૂલતો આજે કરી લઉં તો શું ખોટું? જીંદગી એટલે જ હારજીતની બાજી.

પ્રેમાનંદનો આત્મપ્રસન્નતો કાવ્યપ્રસાદ, કે શામળનું વિપુલ પ્રસંગનિયોજન, કે અખાની મહાબોધ જ્ઞાનમીમાંસા, કે નરસિંહ–મીરાંની મેઘનિર્ઝરતી ભાવઝડીઓ, કે દયારામનું વસંતઋતુમાં રેવાજીની લહરીઓ સરિખડું લાલિત્યનર્તન, મ્હારા કાવ્યગ્રંથોમાં નથી, એ સૌ કબૂલવું એટલે તો સર્વવિદિત એક પુનરુક્તિનું પ્રતિપાદન. એ અમરો હતાઃ આજ સદીઓથી ગુર્જર દેશે જીવે છે. હું આજ માંડમાંડ મ્હારી પ્હેલ્લી અર્ધશતાબ્દિ સંકેલું છું. કાળના વાયરા પીંછાની પેઠે ફોતરાંને ઉશેટે છે. સત્ત્વશીલને જ–ખડક પેઠે–જીવન્ત રાખે છે. ગુર્જરસાહિત્યસાગરમાંના એ સહુ કાલઉતર્યા ખડકો.

ત્ય્હારે પરાજયની જાહેરાતો હું આજે શી કરૂં ?

પહેલ્લી જાહેરાત તો એ કરૂં છું કે પ્રેમભક્તિગ્રંથમાલાનો સખ્તમાં સખ્ત ટીકાકાર હું છું; અને બીજે નંબરે હતા મ્હારા સાહિત્યમિત્રો મણિશંકર ને રણજીતરામ. એમના આથમ્યા પછી સાહિત્યદેશે શ્રદ્ધાસ્થાન મ્હને કો સાંપડયું નથી. સખ્ત ટીકાઓથી દુશ્મનાવટ થાય એ ભ્રમ છે; અસૂયા અને આંખમાંનાં અને આત્મામાંના ઝેર એ જ સાહિત્યદેશે અરિપણાનાં કારણ છે.

બીજી મ્હારા પરાજયની જાહેરાત એ ઉચ્ચારૂં છું કે આ નવયુગમાં યે દલપતે, નર્મદે, ગોવર્ધને કીધાં એટએટલાં સંસારસુજનનાં મ્હને તો સ્વપ્નાં યે નથી પડયાં. નવયુગના એ મહારથીઓ હતા; હું તો રથી યે નથી; બહુ તો ઘોડેસ્વાર હઈશ.

ત્રીજું મ્હારા પરાજયનું ઉચ્ચારણ એ છે કે કલાઆ-દર્શ ને સાહિત્યઆદર્શ મ્હારા સો ટકા માનો, તો મ્હારી કલાસિદ્ધિ ને સાહિત્યસિદ્ધિ પાસ થવા જેટલી માંડમાંડ પચ્ચીસ ટકા હશે. સિકંદર જગત જીતવાના મનોરથે નીકળ્યો, ત્ય્હારે એશિયાનો પશ્ચિમ કાંઠો યે અડધેરોક અડકી ગયો. સાહિત્યના સિકંદરોના મહાવિજયો યે અન્યથા નથી.

અને ચોથું: આજે ત્રીસ ત્રીસ વર્ષોના અનુભવઅંતે કબૂલત આપું છું. જગત કહે છે કે કોલમ્બસે અમેરિકા ખંડ શોધી કહાડ્યો. ઇતિહાસ કહે છે કે અમેરિકાને આરે કોલમ્બસે પગલું યે નથી પાડ્યું. વળી કોલમ્બસ શોધવા નીકળ્યો ' તો ભરતખંડ; ને એ નાંગર્યો જઇને અમેરિકાના દ્વીપમંડલમાં. ' વાસ્કો ડી ગામા ભરતખંડ આવી ગયો. ' ગામાએ તો બીચારાએ કાશી કે પ્રયાગ, દીલ્હી કે લાહોર કાંઇ દીઠું ન્હોતું. ભારતના કિનારાની સેંકડો જલનગરીઓમાંથી ઝેમોરિન રાજ્યનું એક કાલિકટ ગામાએ દીઠું હતું. ઘણાખરા જગતૃશોધકોનું કદાચ એવું થતું હશે. મ્હારે તો એવું બન્યું છે. હું શોધવા ગયો મહાછંદ, ને નાંગર્યો જઇને ડોલનશૈલીના શબ્દમંડલમાં. મહાછંદને આરે મેં પગલું યે પાડ્યું નથી. કાવ્યકલાની મ્હારી નવપદ્ધતિ, આ સદીની આપણી સાહિત્યચર્ચાની અદ્દભુતતા, મ્હારી ડોલનશૈલી મ્હારા જયપરાજયની સંકીર્ણવર્ણી પ્રતિમા છે. ૧૮૯૮ ના માર્ચમાં ડોલનશૈલી જન્મી. આજે ૧૯૨૭ માં, ત્રીસત્રીસ વર્ષની સાફલ્યસિદ્ધિને અન્તે હું

ઉચ્ચારૂં છું કે ડૉલનશૈલી એટલે વીસમી સદીની પ્હેલ્લી પચ્ચિસીની ગુર્જર સાહિત્યની હાર ને જીત. એ મહાછંદ નથી, એટલી એની હાર છે: એનાથી વધારે રસવાહી મહાછંદ શોધાશે ત્ય્હારે એ હારશે, એટલી એની જીત છે. ડૉલનશૈલી એટલે આ યુગની હારજીતની જીવન્ત મૂર્તિ; તેજછાયાના સંક્રાન્તિ યુગની શારદ દેવીની સંધ્યાઆર્તિ.

અને હવે ?

હવેના કોલ આપવા કપરા છે. વચનપાલન એટલે કાલવિજય. ને કલિમાં કાલવિજેતા કેટકેટલાએક ? અને આયુષ્યના વનમાં પ્રવેશ્યા પછી લૂંટાવાના ભય કયા ભીમભારથીને યે નથી વસ્યા ? કાલિદાસ તો જગતજંતુને सुलभविपदाम् ભાખે છે. છતાં

આશા ને કાલ અનન્ત,
ક્‌યમ ડગે પ્રેમના સંત ?

લગની લાગી તે લાગી. જીવશું ને જાગશું ત્ય્હાં સૂધી તો થશે તે શારદુપાસના કરશું. ભાવિના બીજા તે કોલ શા આપું આજ ? એક અનુભવ તો એમ પણ ઉચ્ચરે છે કે પચાસથી પાંસઠ એ જ આયુષ્યને આંબે શાખો પાકવાની ઋતુ છે.

મ્હને ક્ષમા કરશો–બાર બાર સદીઓના પડદા પાછળથી આજ બાણભટ્ટ ને પુલિનબાણ સાંભરી આવે છે. ' જયા–જયન્ત 'માં જયન્તના પિતૃલોકવાસી માતાપિતા કહે છે કે

પુત્ર એટલે પ્રગતિ;
માતાપિતાનાં આદર્શો

## અધૂરાં મૂક્યાં પૂરાં કરે તે.
## પુત્રપૂજા એટલે પ્રગતિપૂજા.

સાહિત્યગુણજ્ઞો ! માનો તો ભલે; ન માનો તો ભલે. મ્હેં તો કાંઈ જ વિશેષ નથી કીધું: ૧૮૪૮માં ગુર્જરમંદિરે દલપતરામે આદરેલી શારદઆરતિ આજ ૧૯૨૭માં–એંશી વર્ષે, યથાશક્તિમતિ પૂરી કીધી છે. દલપતવંશની એંશી વર્ષની એ અખંડ સાહિત્યસેવના. ન્હાનાલાલ એટલે માત્ર મ્હોરેલા દલપતરામ: દલપતરામ એટલે ૧૯ મી સદી, ન્હાનાલાલ એટલે ૨૦મી સદી. ન્હાનાલાલે તો માત્ર પિતાનાં આદર્યાંઅધૂરાં પૂરાં કીધાં. ગુર્જર સાહિત્યની પૂણ્યપવિત્રતા કાજેના દલપતના રણસંગ્રામ પણ મ્હારે તો જાણે વારસે ઉતર્યા. મ્હારો નહીં જ: આ બે તિથિઓમાં આપ સૌએ પ્રગતિ-પૂજાનો ઉત્સવ ઉજવ્યો છે. મ્હારી નહીં, દલપતવંશની એંશી વર્ષની અખંડજ્યોત સાહિત્યોપાસનાની જયન્તિ આપ આ ઉજવો છો. પણ કાદમ્બરી સમો વિરાટગ્રન્થ પિતૃ-રસર્ષિ અડધેરોક આદરી દેવ થયા, ત્હેને સૂર્યઓજસ્વિની પિતૃશૈલીમાં જ સંપૂર્ણ કરી કળશ ચઢાવ્યો; ને એ મહા-મહાભારત–જગતના સાહિત્યઇતિહાસમાં અદ્વિતીય અક્ષર-પિતૃતર્પણ કરીને યે પોતાના નામાભિધાનની શબ્દરેખા યે લોપી નાંખી: તે ભગીરથ પુણ્યસેવના પછી અંધારપછેડો ઓઢી લઇ, કાલપાટેથી નામરેખા યે ભૂંસી સકલ યશભંડાર પિતૃચરણે ઠાલવવાની પુલિનબાણની અલૌકિકતા આ રંકથી નથી બની. ક્ય્હાં ઉદારઆત્મન્ સાહિત્યશણગાર એ પુલિનબાણ, ને ક્ય્હાં આ અલ્પલક્ષી જીવ ? ક્ય્હાં ફૂલડાંથી

ચોમેર નમ્યોઢળ્યો લતામંડપ, ને ક્‌હાં એકલઉભો પ્રફુલતો કો ફૂલછોડ ?

અને મુંબાઇ નગરીએ પણ અજબ શાખ પૂરી છે કે ન્હાનાલાલ એટલે દલપતરામનો પુનરાવતાર. કોયલ ગાતી'તી ને આંબા મ્હોરતા'તા ત્ય્હારે–વસંત પંચમીએ–દલપતરામના જન્મપર્વે ન્હાનાલાલજયન્તિનાં બીજ વાવીને આ વર્ષે તો મુંબઈ નગરીએ દલપતજયન્તિ અદ્‌ભુતરસથી ઉજવી છે.

અને આજ શ્રોતૃસંઘમાંથી કોઈક ગુંજતું સંભળાય છે કે " ત્ય્હારે ગુજરાતી કવિતાનું ભવિષ્ય શું ? "

એ તો ગુજરાતના મહાકવિઓ ઘડશે તે. વળી ગુજરાતી કવિતાનું ભવિષ્ય એ જ ગુજરાતી સાહિત્યનું ભવિષ્ય: કારણ કે મહાપ્રજાઓનાં સાહિત્યોના આંક–પ્રધાનત:–એમનાં મહાકાવ્યોથી અંકાય છે.

મ્હારી પ્હેલી વિનતડી તો એ છે કે: ગુજરાતી સાહિત્યને પવિત્ર પુણ્યવન્તુ ને પાવનકારી રાખજો. એવું લખતાં ન આવડે તો શીખવા શ્રમ કરજો. પણ સંસારમાં એ સદાચરણ નથી, તેમ સાહિત્યમાં યે રસના કલાના સૌંદર્યના ભાવના ભાવનાના વ્યભિચાર સદાચરણ નથ્થી જ.

અને જ્યોતિષિઓ એ જોષ જોશે ને ભાખશે. હું તો ઈતિહાસના સાર સારવી આપું કે વિશાળ સંસારસાગર અનિમિષ આંખડીએ નિહાળી રહેલ દીપસ્થંભની પેઠે રસજલના સફરી જહાજોને પંથદર્શક કિરણનો કો અંગુલિ નિર્દેશ દાખવું.

ગુજરાતના રાજસંન્યાસીઓ: સોલંકી ચંદ ને ગોપીચંદ,

અણહિલપુર પટ્ટણના રાજસિંહાસને યશત્રિશૂલની વજ્રપાંખડીઓ પેઠમ પડેલી વીર ત્રિમૂર્તિ વનરાજ, મૂળરાજ, સિદ્ધરાજ જયસિંહ; સોરઠી ઇતિહાસના થર, અશોક દેવની ગુર્જરયાત્રા, યાદવોનું ઇતિહાસભ્રમણ, કાઠીઓનો સૌરાષ્ટ્રપ્રવેશ, જેઠવાની જૂનવટ, ગોહિલો—ઘેલોટીઓની રાજવટ, હરપાળદેવનાં સંતાનોનો વટવિસ્તાર; સુરદાસને સ્મરાવે ને સન્તોને યે ભૂલાવે એવો સાચભક્ત બારવટિયો જોગીદાસ ખુમાણ, ગિરના સિંહગાજન્તા વનઘાટ, ગિરનાર ને ગિરિનગરના ઇતિહાસમંત્રો, અર્બુદાચળની ધારો ને ગુફાઓ, ઈડરનાં મહાવન, મહીના કોતરોની ભીષણધ્વનિ કથનીઓ, રાજપીપળાના ડુંગરબોલ, વાંસદા ધરમપુરના વનઘેર, હીરણ, ભાદર, મચ્છુ, સરસ્વતી, સાભ્રમતિ, તપતી, રેવાજીના નિત્યવહતા ઇતિહાસસંદેશ: વલ્લભિપુર, ઈડર, પંચાસર, પાટણ, ચંદ્રાવતી. ઘૂમલી. સેજકપુર, ઝીંઝુવાડા: સંખેશ્વર ને ભદ્રેશ્વર: મોઢેરા, કર્ણાવતી, સ્થંભતીર્થ, ભૃગુકચ્છ: હિંગળાજ, નારાયણ સરોવર, પાવાગઢ, સિદ્ધપુર, સોમતીર્થ, દ્વારિકા: અને એ સર્વ ઉપર પ્રભાસથી ડાકોર સૂધી અખંડ આચ્છાદાયેલા મેઘાડંબર સરિખડા, ગીતાગર્જન્તા કુરૂક્ષેત્રવિધાતા શ્રી કૃષ્ણચંદ્ર; ગુજરાતની એ ઇતિહાસલક્ષ્મી ગુર્જર કલાકારોને, સાહિત્યસર્જકોને, મહાકવિઓને, અર્થઉકેલને માટે આમંત્રતી યુગયુગથી ઉભી છે. ગુજરાતના ઇતિહાસનું સાચું ઇતિહાસદર્શન, મહાયુગોનું યુગદર્શન, મહાજનોનું મહિમાદર્શન, વિક્રમરાજોનાં પરાક્રમદર્શન, રાજસંન્યાસીઓનાં

સંન્યાસદર્શન, કુરુક્ષેત્રવિધાતાનું ભારતવિધાતૃત્વઃ સુંદર ને ભવ્ય કલાપીંછીએ દર્શાવણહારા બાણુને ને વ્યાસને ઇતિહાસ ન્હોતરે છે. જગતૂક્ષત્રિયત્વના મુગટ સરિખડો ચિરયશસ્વી ચિતોડનો સિશોદિયા વંશ, રાજસ્થાનના સિંહાસન ચિતોડને યે, ગુજરાતે દીધોઃ માત્ર સાતસેં જ શ્લોકનો પણ પાંચપાંચ હજાર વર્ષોથી જગત્પૂજાતો ગીતાજીનો વિરાટગ્રંથ ગુર્જર રાજર્ષિએ–દ્વારિકાધીશે દુનિયાને દીધોઃ એ ઇતિહાસસત્યો ગુજરાતનું પ્રત્યેક સંતાન હજી જાણતું નથી. સિંહગાજન્તી વનગુફાઓ, ટ્રોય ને ટાયરજૂનાં બંદરો, ગિરનાર, અર્બુદાચળ, સિદ્ધાચલ, પાવાગઢનાં ગિરિતીર્થો–સાગરતીર્થોના મહિમાના રૂધિરથી ગુર્જર જનતાની નાડીઓ ભરાઇ હજી ધડકતી નથી. ગુજરાતનો ઇતિહાસમહિમા ને ગુજરાતના ભૂગોલમંત્રો, માના ધાવણની પેઠે, ગુર્જરસંતાનોને ગુર્જર કલાકારોએ પાવાનાં હજુ બાકી છે.

પરસાહિત્યના મહાગ્રંથોનાં ભાષાંતરો કરવાં, પરસાહિત્યની ભાવનાઓની છાયા ઉતારવી, તે આપણા નવઉછરતા સાહિત્યને સમૃદ્ધ કરવાને બેશક જરૂરી છે. ઇંગ્રેજી ભાષા, આજે યે, પરસાહિત્યના મહાગ્રંથોને ભાષાંતરોથી અપનાવી લે છે. ભાષાસમૃદ્ધિને અર્થે તેમ જ સાહિત્યની જગતૂલક્ષ્મીનાં દેશને દર્શન કરાવવાને કાજે તે શ્રમ સફળ છે. આપણે ત્ય્હાં પણ કેટલાકે સંસ્કૃતમાંથી ને ફારસીમાંથી છાયા ઉતારી છે, કેટલાકે ઇંગ્રેજીમાંથી, ફ્રેંચમાંથી, સ્કેન્ડીનેવીઅન (ઇપ્સન) માંથી છાયાઓ ઝીલી ઉતારી છે. સૌએ ઇષ્ટ જ કીધું છે. ને એ ધર્મ મ્હેં યે પાળ્યો છે, ને સંસ્કૃત મહાગ્રંથોનાં ભાષાંતરો કીધાં છે. જગત્સાહિત્યોનું

સર્વોત્તમ સદા ગુર્જરજનતાને પીરસતા રહેવું જ પડશે. પણ શું ઈંગ્લાંડમાં, કે શું ગુજરાતમાં, કે શું જગત્‌માં એવા પરતેજઝીલંતા પરાવર્તની સાહિત્યકારો સાહિત્યના સૂર્ય નહીં, પણ Satalites; ગ્રહો ને ઉપગ્રહો. સૂર્યાસ્તની દશામાં પન્થ અજવાળણહારાઃ આગિયા જેવા, અંધારામાં ઉજાળા.

પણ જગતની શારદાપીઠોમાં મહાપ્રજાઓની સાહિત્ય-તુલનાઓ એવા Satalitesથી નથી થતી: છાયાસાહિત્ય-કારોએ કદી ન વિસરવા સમું તો એ છે કે ગુર્જરસાહિત્યનાં મૂલ એ પરઝીલ્યાં છાયાસાહિત્યથી નહીં, નિજવર્ચસ્વી સ્વયંભૂ રસસાહિત્યથી જગત આંકશે. ગુજરાતના ભાવી કલાધીશો! દૃષ્ટિ દુનિયા ઉપર રાખજો: પિંજરાના પરીઘમાં પૂરાવા દેશો મા.

૧૯૦૯ ની સાલમાં 'ઈન્દુકુમાર'નો પ્રથમ અંક છપાયો. ૧૯૧૦ માં મુંબઈથી એક સાહિત્યઉપાસક મિત્રે લખ્યુઃ 'ગુજરાતી ભાષામાં 'ઈન્દુકુમાર' અદ્વિતીય છે.' પ્રત્યુત્તરમાં મ્હેં તો પ્રશ્ન પાઠવ્યો કે ઈંગ્રેજી, સંસ્કૃત કે જગતસાહિત્યમાં 'ઈન્દુ'નું સ્થાન કિયું?

એ વાતની પૂર્વે દશેક વર્ષ અમદાવાદમાં મ્હારા પરમ મિત્ર રામમોહનરાય દેશાઈ સાથેના એક સાહિત્ય-વિષયક વાર્તાલાપમાં મ્હારૂં દૃષ્ટિબિન્દુ વર્ણવ્યું હતું કે ગુજરાતનું કપાસ, ગુજરાતના ઘઉં, ગુજરાતનાં મોતી, એમનાં મૂલ જગતબાઝારમાં મૂલવાય છે; ગુર્જરસાહિત્ય-કૃતિઓનાં ને ગુર્જરસાહિત્યકારોનાં યે મૂલ જગતબાઝારમાં મૂલવાશે એ જ સાચાં મૂલ.

ઇતિહાસ તો સદા એક પ્રશ્ન પૂછશે: ગુર્જર કવિવરોએ ગુર્જર સાહિત્યકારોએ ગુર્જરકલાધીશોએ જગતને શું બક્ષ્યું ?

ગુર્જર કલાધીશોને, ગુર્જર કવિવરોને, ગુર્જર સાહિત્યકારોને મ્હારી વિનવણી એટલી છે: 'ગુજરાતીમાં અદ્વિતીય' એ પ્રશસ્તિનાદના ગોઝારા મોહકૂપમાં પૂરાઈને ન ડૂબતા. દૃષ્ટિ સદા વિશ્વદૃષ્ટિ રાખજો કે 'મ્હારા લેખનું જગત્સાહિત્યમાં સ્થાન શું ?' છેલ્લા સત્તાવીસ વર્ષથી આછોઅધૂરો યે હું તો એ આદર્શ ઉપાસતો આવ્યો છું.

જે દેશે દુનિયાને ગીતા દીધી છે, હેમચંદ્રાચાર્યની અણાખ્યાયિની આપી છે, નરસિંહમીરાંદયારામની -ચાંદનીના જાણે તાર રણકતા હોય ત્હેવી જગતઅનુપમ ગરબીઓની રમઝટ સંભાળાવી છે, સરસ્વતીચંદ્ર સમર્પ્યો છે, અને વીસમી સદીમાં યે કલાપીના વિરહ સગું મહાકાવ્ય બક્ષ્યું છે, એ દેશનો કવિવંશ અમર જ છે. જગતની શારદાપીઠોમાં ગુર્જરસાહિત્ય અતિમૂલું નહિ, બહુમૂલું નહિ, ત્હો યે મૂલવંતું છે. ગુજરાતનો એ ચિરંજીવ સર્વવંદનીય જગત્મહિમા.

અને હવે વિદાય? વળી મળીશું. ક્યારે અને ક્હાંક, કાલગંગાને કોક ઘાટે. જન્મ કે મૃત્યુની પેઠે, આવા સમૈયા જીંદગીમાં તો એકાદિક વાર જ હોય.

પણ વિદાય લેતાં લેતાં યે આપની આંખલડીમાં એક પ્રશ્ન ચમકતો પેખું છું, કે આજનો ઉત્સવસંદેશ શો ? આ અડધી સદીનો સારોદ્ધાર શો ?

ઉત્તર સરળ છે: આપણા સંસારના સંસ્કારોએ ને યુગની સંસ્કૃતિએ જેવો ઘડયો એવો છે સારોદ્ધાર. સદાચરણ ને શીલ સ્વામી નારાયણ સંપ્રદાયે ને ડૉ૦

માર્ટિનોએ ઘડયાં એ યથાશક્તિ આચર્યાં. ધર્મે ભક્તિ-સંપ્રદાયી વૈષ્ણવ-Eclectic વૈષ્ણવ છું. કવિતામાં કવિતા-દેવીની પરએ પ્રેરણા પાઈ ત્હેવો આપ સન્મુખ ઉભો છું; જાણે મ્હારા પરીક્ષકોની સન્મુખ ઉભો! જગતકલાધીશોએ તેજછાયા પાડીને ઘડયો એવો આછો અધૂરો કે ઓજસ્વી કલાકાર છું. Sportsman તો છું જ-ઝીલવાને તૈયાર, પ્રતિકાર કાજે પણ તૈયાર: એની તો સાક્ષી પૂરશો ને? મનુષ્ય તરીકે તો મુજ કુલયોગિનીએ ઘડયો ત્હેવો છું-ગુણદોષનું પૂતળું: મ્હારા ગુણઅવગુણોની એ વિધાત્રી: કુલલાડીલાના કોડથી મ્હને ઉછેર્યો: કુટુંબભાર સંસાર-વિટંબણાઓ પેખવા ન દીધી. પણ ઢાંકયાં આભ ઢંકાયાં દીઠા છે? કે કુલલાડીલા સદા સંસારલાડીલા નીવડેલા યે નિરખ્યા છે? મ્હારા ગુણઅવગુણોને લાડકોડથી એ સદા ઘડનારી. સાડત્રીસ-સાડત્રીસ વર્ષોથી મ્હને આછાં સુખમાં ઉછેર્યો હોત, તો કદાચ હું આછો અવગુણવંતો હોત.

ને પ્રેમભક્તિ-ગ્રન્થમાલાની ચાવી યે લેતા જાવ.

અઢારસે ને અઠ્ઠાણુમાં 'વસંતોત્સવ' રચાયો: ૧૯૦૪ માં વસંતોત્સવનું નવસંસ્કરણ થયું. ત્યહારની રીત પ્રમાણે મણિભાઈ અને રણજિતરામ પાસે એ હસ્તલેખ ફરી આવ્યો. રણજિતરામે ફરિયાદ ઉઠાવી; 'કલાના પડદા આછા થઈ ગયા છેઃ કાવ્યરહસ્ય ગુજરાતને સુલભ થશે, પણ કલાકારની કલાકીર્તિ ઝાંખી પડશે.' પચ્ચીશી ઉપરના રણજીતરામનાં એ વચનો. હજી તો 'વસંતોત્સવ' અણ-ઉકેલેલો-સાહિત્યના કોયડા શો-પડયો છે. જોડણીવ્યાકરણની છાયારેખાઓ ને છંદરચનાનાં કાચલાંકોટલાં ગણી-પારખી

ારો હજી થાક્યા નથી, કે નાળીએરનો માવો પીછાનવા ઉતરે. કલાનાં આછેરાં પટાન્તરો ભેદી કાવ્યરહસ્ય વાની ગુર્જર અવલોકનકારોને હજી વાર છે. અસ્તુ. 'પ્રેમભક્તિગ્રન્થમાળા'ની ચાવી કાંઈ જાદુઈ ગહનતાની લકડી નથી. Literature is Criticism of Life. 'પ્રેમભક્તિગ્રન્થમાળા' એટલે પણ પ્રાયઃ અને પ્રધાનતઃ cism of Life: આપણા સંસારપ્રશ્નોની પર્યેષણા. તકાવ્ય, નર્મકવિતા, ગોવર્ધનપુરાણનો પ્રધાન ગુણ એ સર્વે યે છે સંસારના નવસૃજનની યુગસ્મૃતિઓ. મક્તિગ્રન્થમાળા'નો યે યત્કિંચિતે એ જ છે પ્રાણમંત્રઃ રનું નવવિધાન.

અને ત્હો યે હજી પૂછો છો કે છેલ્લી પચ્ચાસવર્ષનો નવમંત્ર શો ?

મ્હારી દૃષ્ટિએ દર્શાતી ભારતની એક ભવિષ્યવાણ ભાખું એ સ્વપ્નદર્શન તે ભારતનું આધ્યાત્મિક જગતચક્રવર્તીત્વ.

'અને ત્હો યે વળી પૂછો છો કે ત્હમારી જીંદગીનો ા શો ?' મ્હારો ભાગ્યપ્રદેશ હું ભાળતો નથીઃ તો l ક્ય્હાંથી જ શકું ? ને સંદેશો યે શો ઉચ્ચારૂં ?

'પણ'–વળી કહો છો–'આ પાંચ દાયકાની આપવીતી-મનુભવમંત્ર તો આજ આપતા જાવ.'

આ અર્ધી સદીનો સારોદ્ધાર, મુજ જીવનનો ઘેરો-રો એ અનુભવમંત્ર આપે જ સારવી લીધો હોત તો હતું. બુદ્ધિના ચિંચોડામાં આત્માને નિચોવવામાં ા કદાચ તો ન રહેત.

પણ આંખડલી ઉત્તર માગે છે, અનુભવ ઉચ્ચારૂં છું.

મ્હારા તો અર્ધી સદીના જીવનશ્રમે ભારતનો ઇતિહાસ ને ભારતની કવિતા જીવવાના હતા. ભારતીય સંસ્કૃતિનો દલપતદીધો વારસો ને ભારતીય સંસ્કૃતિની કવિતાદીધી આશાજ્યોત: ભૂત ને ભવિષ્યના સમન્વય વર્તમાનની જીવનવાડીઓમાં ઉતારવા પચ્ચાસ વર્ષના મારા જીવનપ્રયાસ તો હતા. ગંગા પેઠે ધૂળરોળાયેલી મ્હારી અર્ધી સદીનો જીવનસંદેશ આ છે: ભારતજનતા ! ભારતીય ઇતિહાસ ને ભારતીય કવિતા જીવી જાણ. ભૂતકાળના ભારતસંસ્કારની વારસ થા: સુખદુ:ખ ને સાહસલીલાની વર્તમાનની ભારતજીવનલ્હાણ માણી જો: ભવિષ્યની ભારતીય આશા, આસ્થા અને આદર્શની કવિતભાવનાઓનું જ્યોતિષપંખેરૂં થા.

સુન્દરી ! તું સૌંદર્યસુલક્ષણી થા: પુરૂષ ! તું પુરૂષાતન સોહામણો થા. ને બે હજાર વર્ષ ઉપર મહાકવિ કાલિદાસ કહી ગયા છે તેમ બન્ને પછી બ્રહ્માની ભૂલને ભાગો.

વર્તમાન ભૂતકાળનો વારસો છે: ભવિષ્ય વર્તમાનની ક્રાન્તદૃષ્ટિનો સ્વપ્નદેશ છે.

Every person is an epitome of his national civilization. અને મ્હેં ય કંઇક એવા થવા મથ્યું છે. ને ત્હેમાં ય તે ભારતીય જનતાને માથે તો જીવનના જગતભાર ઝાઝેરાક છે. ભારતીય જનતાને ભારતભાવ જીવવાના છે: ભગવાન ઉદ્‌બોધે છે કે ભારતીય જનતાએ જગત્ કાજે જીવવાનું છે. યુગને ઓળખ્યો નથી એ યુગધર્મ શા દાખવશે ? યુગઆરોગ્ય કે યુગકલ્યાણ શું સાધશે ? ઇતિહાસના અજ્ઞાનીઓ પ્રજાસંઘને કલ્યાણપંથ શા પાડી

આપશે ? દેશના જગતના ઇતિહાસના રહસ્યઅંશો સમર્થ સાહિત્યસર્જનહારા નથી નીવડતા. જન્મકુંડળી ન માંડી જાણે તે જન્મોત્રી શી ચીતરે ! ભૂત ન પારખે તે ભવિષ્ય શાં ભાખે ? ભારતજનતાને અર્ધી સદીનો આજ મ્હારો જીવનસંદેશ એક જ છે: અહો ! માનવકલ્યાણભારસોહામણી ભારતજનતા ! ભૂત ભાવી ને વર્તમાન–સમસ્ત ભારતીય સંસ્કૃતિની જીવન્ત પ્રતિમા બની રહે. યતકિંચિતે મ્હારા જીવનશ્રમ–હેવદીધી યથાશક્તિમતિ–એ જીવનસૂત્ર જીવવાને હતા. Live the History of the Past; Live the Heroism of the Present; Live the Poetry of the Future Ideals: એટલો જ ભારતને ભાખવાનો છે આજ મુજ અનુભવસંદેશ. પૂર્વઇતિહાસનું સત્, વર્તમાનલીલાનું ચિત્, ભાવી કવિતાનો રસાનંદ; એ જ મ્હારો તો છે આજ અર્ધી સદીનો ભારત જનતાને ભારતપ્રાચીન જીવનસંદેશ: સચ્ચિદાનંદ.

**ભારતજનતા ! ભારતના ત્રિકાલની કાલમૂર્તિ બની રહે.**

ત્ય્હારે વિદાય ? ભારતીય જનતા હો ! જય સચ્ચિદાનંદ ! જય સચ્ચિદાનંદ ! ફરી ક્ય્હારેક ક્ય્હાંક કાલગંગાને કોક ઘાટે વળી મળીશું. ત્ય્હાં સૂધી જય સચ્ચિદાનંદ ! કલ્યાણ હો સદા ત્હારૂં અને ત્હારાંઓનું.

અને જતાં જતાં મારી એક મૂંઝવણ ત્હમને યે પૂછી લઉં. બને તો એ અમૂંઝણનાં ઘેન ઉતારશો.

માણ્યો, બહુ માણ્યો, જીવનભર માણ્યો, પણ ન દીઠો: એક વેળા યે ન દીઠો. આપે દીઠો હોય તો દાખવો.

જગત્‌ની ઝાડીઓ ભરી ભરી એ ઉભરાય છે. કુટુમ્બોના માંડવાઓમાં ફોરે છે. રંક કે રાય: સર્વ જનતાના

અંગમાં પમરે છે. દિશાકાલનું અણુપરમાણું એ વિહોણું નથી. જગતની દોઢ અબ્બજ જનતાની ક્ષણેકે એના વિના જતી નથી. બ્રહ્મે બ્રહ્માંડને સમર્પેલો સર્વોત્તમ, સાત્ત્વિક, સલૂણો એ વારસો છે. જીવનની ક્ષણે ક્ષણે મ્હેં માણ્યો છે; આપ સહુ જીવનની ક્ષણે ક્ષણે એ માણો છો. મ્હેં દીઠો નથી. આપે દીઠો હોય તો દાખવો.

શતદલ પદ્મમાં પોઢેલો
હો! પરિમલ દાખવો હોય જો દીઠેલો.
શોધ્યાં સરોવર, શોધી ફૂલવાડીઓ,
શોધી રસકુંજ જ્યહાં રમેલો;
શોધી આયુષ્યની મ્હોરી અમરાઈઓ;
દીઠો ન દુનિયાફેરેલો:
હો! પરિમલ દાખવો હોય જો દીઠેલો.
ફૂલડે ફૂલડે વસન્ત શો વસેલો,
પાંખડી પાંખડી પૂરેલો;
ભ્રમર ભ્રમર કીધ સંગીતસોહામણો,
પંખીડે પંખીડે પઢેલો:
હો! પરિમલ દાખવો હોય જો દીઠેલો.
અડધેરી પાંખડીઓ વીણતામાં વેરી, ને
આસવ ઢોળિયો અમોલો;
હૈયાના ધૂપ સમો ઉડતો બતાવો કોઇ
જીવનપરાગ જગતઘેલો:
હો! પરિમલ દાખવો હોય જો દીઠેલો.

# પ્રેરણાનું અવતરણ

( શુક્રવાર, તા. ૧૫ મી એપ્રિલ ૧૯૨૭ની સ્હાંજે વડોદરા ફિમેલ ટ્રેનિંગ કોલેજના ચોકમાં અર્પાયેલા માનપત્રના ઉત્તરરૂપ ભાષણ. )

**પ્રેમાનંદના નગરજનો !**

આજે આપે મુજ કાજે જે શબ્દો ઉચ્ચાર્યા છે તે માટે આભારી છું. એ સર્વાંગે સાચ્ચા જ હોત તો હું છું આવડો ન્હાનકડો ન હોત. સજ્જનો ને સન્નારીઓ ! 'પ્રશસ્તિઓ જો સાચ્ચી હોત તો ઇતિહાસ ફરી લખવા પડત.' માનપત્રમાંનો ગુણભંડાર–મ્હોટે ભાગે–ગુજરાતની ગુણજ્ઞતાના ગુણભંડારમાંથી નિર્ઝરેલો છે, વડોદરાના વતનીઓના હૈયામાંથી કવિતા પેઠે ભભૂકી ઉઠેલો છે.

બેએક કારણોને લીધે વડોદરાના માનનાં મૂલ મ્હારે મન મ્હોટાં છે.

એક તો કારણ એ કે 'ભાગ્યું ભાગ્યું ત્હો યે ભરૂચ;' તેમ જીરણ કે ન-જીરણ, પણ વડોદરા એટલે ગુજરાતની કાવ્યરાજધાની.

વડોરાના ચોકમાં પ્રેમાનંદની માણ ગાજતી, ત્યહારે

ગુજરાતની સર્વશ્રેષ્ઠ કવિતા ગાજતી. વડોદરાની હવેલીઓમાં દયારામનો સિતાર ગુંજતો, ત્હારે ત્હાં ગુજરાતની સર્વશ્રેષ્ઠ મધુરપ ગુંજતી. પ્રેમાનન્દ એટલે ગુર્જર કવિતાનો રસરાજવી, દયારામ એટલે ગરબીઓનો રસસમ્રાટ. એકનું ઉમદા ગુજરાતી કવિતસૌન્દર્ય ને બીજાનું ઉમદા Lyrics —ભાવગીતોનું ગીતમાધુર્યઃ એ સૌન્દર્ય ને એ માધુર્યની જોડ હજી ગુજરાતની કુંજોમાં પાકશે ત્હારે આપણે પૂજીશું.

વડોદરાની શેરીઓમાં આજે યે હજી પ્રેમાનન્દનો કવિતસૌન્દર્યના ને દયારામના ગીતમાધુર્યના પડઘા ગુંજે છે.

વડોદરામાં અમૃતનો ઝરો એક જ નથી.

એ નરસિંહજીની પોળ, એ સુરસાગરનો તીર, એ ચતુર્દિશના મુખ નિહાળતી માંડવી આજે યે પ્રેમાનન્દની ને દયારામની અજબ રસરમઝટથી કોક વેળા ગાજે છે.

વડોદરાનાં નરનાર ! ત્હમે સર્વશ્રેષ્ઠ ગુર્જર કવિતાનાં વારસ છો. ત્હમારે આંગણે એ અમર ફૂલ ઉગ્યાં છે જેની સુવાસના સાગરત ગુર્જર દેશમાં સૈકાઓથી ફોરે છે.

વડોદરાની ધરતી ઉપર પાય ધરતાં જ કાવ્યરસિકોને સાંભરે છે કે આ પ્રેમાનન્દની નગરી, આ દયારામનાં આતિથ્યભવનો.

અહીં ઉગ્યાં છે એવાં પારીજાતકનાં પુષ્પો કે જેને કાજે શ્રી કૃષ્ણચંદ્રની યે પટરાણીઓ રૂસણે ચ્હડતી.

વડોદરા કાંઈક વીસર્યું છે પોતાની એ જૂનવટ. પણ વડોદરાની એ જૂનવટ સોનાની જૂનવટ જેવી છે. સેંકડો વર્ષ સંચી રાખો પણ કુંદન કટાશે નહિ; સેંકડો વર્ષ

વહી ગયાં ને સેંકડો વહી જશે પણ પ્રેમાનન્દનાં ને દયારામનાં કવિતકુન્દન કટાવાનાં નથી.

ભૂપ ! મ્હેં દીઠી ગર્વઘેલડી;
સખી બે મધ્ય ઉભી અલબેલડી;
કદળીસ્થંભ જુગલ સાહેલડી,
વચ્ચે વૈદર્ભી કનકની વેલડી.

એ કવિતા જ જાણે કનકની વેલડી ઘૂંચળાં ખાતી તેજ તેજ ન ફોરમતી હોય ! ચિત્રવિદ્યાના કંઈક કલાધીશો એનાં રંગચિત્ર ચીતરે ત્હો ય એ ચાર ચરણોની કવિતા ખૂટવી ખૂટે એમ નથી. એવા હતા પ્રેમાનન્દના અક્ષય રસભંડાર.

હું શું જાણું જે વ્હાલે મુજમાં શું દીઠું ?
વારે વારે વાંકું જૂવે, મુખ લાગે મીઠું;
હું શું જાણું જે વ્હાલે મુજમાં શું દીઠું ?

એમાંના રસઆશ્ચર્ય, એમાંની દર્શનલાલસા, એમાંના સુધાકુંભ, ચન્દ્રરાજનાં દર્શનમાધુર્યથી યે અદકેરાં કોટી કિરણો વર્ષતાં પ્રિયજનનાં મુખમાધુર્યઃ ભાષ્યકારો ! પૃથક્કરણ કરો, રસનાં પૃથક્કરણ કરો દયારામનાં એ બે ચરણોનાં: થાકો ત્યહારે વિરમજો ને ઉચ્ચારજો કે એ બે ચરણોમાં કેટકેટલી આજની કવિતાઓનાં મૂળઝરણાં વિરાજેલાં છે.

એ પ્રેમાનન્દની નગરીમાં, એ દયારામનું આતિથ્ય ઉચ્ચરતી હવેલીઓ વચ્ચે સન્માન પામવાનાં મૂલ મ્હારે યેં કેટકેટલાં આંકવાં ?

વડોદરાનાં સન્માનનાં મૂલ મ્હારે મન તો મોંઘેરાં છે.

એટલું જ કે પ્રેમાનન્દનો પ્રધાનગુણ છે પ્રસાદ. પ્રાસાદિક રીતે સહુ થયું હોત તો એ પ્રેમાનન્દરીતિ કહેવાત.

આશ્ચર્ય થાય છે કે વડોદરામાં આજ એ સિદ્ધાન્તનો પ્રશ્નભેદ થયો કે જીવતાની જયન્તી શી ?

જયન્તી ઉત્સવનું વિધિસૂત્ર તો એટલું જ છે કે जयति तेऽधिकं जन्मना व्रजः। ત્હારા જન્મથી વ્રજ અધિકડું જયવન્તું છે એવું જેને કહો ત્હેની હોય જયન્તી.

સારૂં ગુજરાત ને મહાગુજરાત સાખ પૂરે ત્હેની જયન્તી.

લાખખોમાં એક વીર હોય, રાજધુરન્ધર હોય, સાધ્વી હોય, લાખો વચ્ચે એકલ વીર શો ઉભે, એની જીવતાં યે જયન્તી હોય. ને એ જ વધુ શોભે.

હિન્દુઓ કબરો નથી માંડતા કે કબરોને ફૂલ ચ્હડાવવાના પક્ષપાતીઓ હોય. કરમે ચ્હડયું શ્રાદ્ધ કરવાનું એ નિરાળી કથા.

હિન્દુ મૂર્તિપૂજક છે; જીવતાંની કે મૂવેલાંની ગુણમૂર્તિઓને તે પૂજશે જ.

વડોદરાના કોક કોક વતની જીવતાની જયન્તી ઉજવી થાકી ગયા છે. એટલે 'થાક્યાના ગાઉ' જેવો થાકયાના પ્રશ્નનો જાણે પડઘો પડયો કે 'જીવતાની જયન્તી શી ?' અનેકગુણરત્ન મહારાજ સયાજીરાવની, એમનાં આયુષ્યનાં અજવાળાંમાં જ બે બે જયન્તી ઉજવી વડોદરા પોતે ઉજળું થયું નથી ?

એવે અવસરે લોકનેતા કો વંકાયો હોત કે સરકારી નોકર કો રાજીનામું આપી વતને જઇ બેઠો હોત તો હું એને વીરના સાચા સિદ્ધાન્તભેદ ઉચ્ચારત ને એની પ્રશસ્તિ ગાત.

વડોદરાનાં નરનાર ! જીવતાની જયન્તીઓ ઉજવી

ઉજવી હજી થાકતા મા. હજી તો સયાજીરાવ મહારાજ પ્રજાને કંઇ કંઈ પ્રજાકલ્યાણો નવાજશે, ને વડોદરાની પ્રજાને–ભાગ્ય હશે તો–અનેક જયન્તીઓ એમની ઉજવવાની આવશે.

ત્હો યે મ્હારે મન તો વડોદરાનાં સન્માનનાં મૂલ ગુર્જર દેશે તો એકબે દૃષ્ટિએ સર્વશ્રેષ્ટ છે.

સજ્જનો! એક વેળા પૂર્વે કહ્યો હતો, ને આજે ફરીથી સાંભરે છે તથી ફરીથી કહું છું એ પ્રસંગ.

ત્હમારે વડોદરે સુરસાગર સમું કવિતાનું અમૃતસરોવર ભરેલું છે; ને એ અમૃતસરોવરે એકદા હું યે પ્રેરણા પીવા આવ્યો હતો.

એક દન્તકથા એવી છે કે કામનાથ મહાદેવમાં પ્રેમાનન્દને એના ગુરૂદેવ સાંપડયા હતા, જેણે પ્રેમાનંદની જીહ્વાએ સરસ્વતી સ્થાપ્યાં, જેણે પ્રેમાનન્દને પ્રેરણાની પ્યાલી પાઇ.

ધરતીની ભમ્મર સમી વિશ્વામિત્રીની એ ઉંચી ભેખડ, મહાવૃક્ષોના ઘટાઘેરવન્તો વનખંડ સમો એ બાગ, સાચ્ચા સિંહગાજન્તો અન્તરિક્ષનો એ દિશાદેશ, તુલસી ક્યારા સમી સંન્યાસીઓની દહેરીઓથી સોહન્તો એ આરો, વચ્ચે તેજપૂંજ સરિખડું શ્વેતવર્ણું ચન્દનીના ઢગલા સમોવડું શિવમન્દિર, ને ગુફાવાસી સમા ઉંડાણના બાણમાં વિરાજતા એ કૈલાસસ્વામીઃ આજથી વીશેક વર્ષ પૂર્વે ત્હાંની અમૃતઝરણીએ પ્રેરણાનાં પાણી પીવા એકદા હું આવ્યો હતો.

પ્રેમાનન્દની પરબનાં પાણી ત્હાં છે, ને એની પ્યાલી પીવા હું આવ્યો હતો.

સદાશિવનાં દર્શન કીધાં, ગુફાવાસી ઉંડાણુબાણુને ઘાટે બેઠો, બેએક માળા ફેરવી; પ્રેમાનન્દનાં બેએક પાનાંનો પાઠ કીધો; ધ્યાન ધર્યું, અન્તર ઉઘાડયાં, મહીં ઝીલાય તેટલું ઝીલ્યું, ને પછી ગયો વિશ્વામિત્રીને બીજે ઘાટે જ્યહાં જગજ્જનોની દેહવાસનાઓના મલમપટ્ટા થાય છે ત્યહાં. Wrist watch ને સ્થાને માળા હતી, ને આછેરોક હતો ઘડીકનો એ સંન્યાસવેશઃ વૈષ્ણવી ભક્તોના જેવો શ્વેતવર્ણોઃ જાણે કામનાથમાં કામપૂર્ણાએ ચંદનીની પાંખ સમોવડો ચન્દનઉપરણો ઓઢાડયો.

વડોદરાવાસીઓ ! ત્હમારે આરે આવીને પ્રેમાનન્દના અમૃતજલ પ્રેમાનન્દની રસપરબેથી એમ હું એકદા પી ગયો છું

ને ત્હમારે ત્યહાં આજે છે મ્હારી કવિતાગંગાની ગંગોત્રી.

ને પ્રેમાનન્દની ખડકીએ જઇને પ્રેમાનન્દના ઘરની તીર્થયાત્રા યે મ્હારા સાહિત્યમિત્ર લલિતજી સંગાથે જઇ કરી આવ્યો છું.

એ સ્મરણો આજ જાગે છે, એ રસરાજનાં તીર્થની કીધેલી રસયાત્રાઓનાં રસસ્મરણો.

બદરીકેદાર કેટલીકવાર જાઓ છો ? અમરનાથનાં એકાદિ વેળાનાં હોય અમરતીર્થ.

પ્રેમાનન્દનાં કાવ્યતીર્થે રસયાત્રાએ એમ એકદા હું આવી ગયો છું; પ્રેમાનન્દની પરબનાં પાણી પી ગયો છું.

પણ ત્યહારે એ ગાજન્તા સિંહરાજો પીંજરપૂર્યા સિંહ હતા; ને વિશ્વામિત્રી યે ઉતરતી વસન્તની આછી-છીછરી વિશ્વામિત્રી હતી.

વડોદરાના યે એવા હતા રસના ઉપટી જતા રંગો. ત્ય્હો યે, આથમતા સૂર્ય પેઠે, પ્રેરણા પાતાં હતાં એ મ્હને.

સજ્જનો ને સન્નારીઓ! ત્ય્હારે પ્રેરણા એટલે શું? ક્ય્હાંથી ઉતરે છે એ પ્રેરણા? ને કેવી રીતે? કવિતાનાં મૂળ ક્ય્હાં છે?

એ ગહન પ્રશ્નો છે, રસમીમાંસકોએ હજારો વર્ષથી એ ચર્ચા ચર્ચી છે. એમની એ ગહન ચર્ચા આજે નહિ માંડીએ.

**ॐ भूः भूवः स्वः तत सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धीयो यो नः प्रचोदयात्.**

રસ દેશમાં એ મહાઋચા જરા ઘટાવી જોઇએ.

પરમ બુદ્ધિને ઉઘાડતું, મહામેધાને પ્રગટ કરતું, ગેબમાંથી અવતરતું જે વરેણ્ય ભર્ગ તે પ્રેરણા.

બ્રહ્માંડની આંખડલી સમી કો સવિતા દેવતાની આંખડલીમાંથી એ અવતરે.

અને એ અખંડજ્યોતનું કવિવરો અખંડ ધ્યાન ધરે.

કવિતઝરણાંનાં મૂળ છે, બ્રહ્માંડદ્વાર સમી, સૂર્ય કે ચંદ્ર સમી, કોઇક તેજઆંખડલીની કીકીગુફાની ગહનતામાં.

જગતને અજવાળે છે એ જીવનને અજવાળે.

આભમાંથી વાદળી વરસે ને અંજલિ ઝીલે, આત્મામાં આત્મા ઢોળાય ને આત્મન્ એ ઝીલે, એમ સવિતા દેવતાનાં ભર્ગ જવાળામુખીના અગ્નિભડભડતા ચન્દ્રરાજ ઉપર વરસે ને મધુરી અમૃતભરી ચન્દ્રિકારૂપે પછી દશે દિશામાં દેવફૂવારા શી ફોરી રહેઃ એ પ્રેરણાવર્ષણ ને એ કવિતનિર્ઝરણ.

ચિત્તક્ષોભમાંથી અમૃતની કવિતધારાઓ નથી નિર્ઝરતી. ખડ્ગના ઘાવ લોહીની શેડો ઉડાડે; ધરતી ફાટે તો એ જ્વાલામુખીમાંથી લાવાના રસ રેલાય.

અમૃતને તો વરસે છે આત્માની પ્રસન્નતા. અમૃત સરિખડી પ્રાસાદિક કવિતાના ફૂવારા યે ફૂટે છે, ચિત્તના સળવળાટોમાંથી નહિ, ચિત્તની પ્રસન્નતામાંથી.

ચિત્તક્ષોભમાં નહિ, ચિત્તપ્રસન્નતામાં પ્રાસાદિક કવિતાનાં છે મૂળ.

મજનૂંને લેલી ન મળી–કલાપીને શોભના ન સાંપડી, ત્ય્હાં સૂધી એમણે આયુષ્યભર આંસુ સાર્યા–અગ્નિતણખા શાં સલૂણાં આંસુ સાર્યાં.

અને પછી–શોભના પામ્યા પછી કવિતા લખવા કલાપિ જીવ્યા હોત તો એ આનન્દની–અમૃતની કવિતા આલેખત. આત્માની ગ્રીષ્મની નહિ, આત્માની સમૃદ્ધિશાલિની અમૃતવર્ષાની કવિતા ગાત.

મિનારે ચ્હડી પોકારતા બાંગીની આરઝૂની બાંગના પોકાર સાચ્ચા છે. પણ નિમાઝમાં અંગ ને આત્મા ઢાળ્યા પછી, મસ્જીદની ખુદાઇ શીતળતામાં એ અંગના ને આત્માના સન્તાપ શીતળાં–શરદજળ શાં શીતળાં થયા પછી, પ્રાણની પ્રસન્નતાની વાદળીમાંથી વરસે છે એ જ શરદનાં સ્વાતી.

આત્માની વેદનામાંથી નહિ, આત્માની પ્રસન્નતામાંથી વરસે છે જગતની પ્રાસાદિક કવિતધારાઓ.

કોણ કહેશે પ્રેમાનંદના આત્મામાં અગ્નિ હતા? કોણ કહેશે પ્રેમાનંદના હૈયામાં જ્વાળામુખી હતા?

સ્વાતીમાલા સમી દયારામની યે ગરબીઓ આત્માની પ્રસન્નતામાંથી નથી નિર્ઝરતી ?

મેગળ મહનાં મોતી ઝરે છે: આત્માના અગ્નિની કવિતા એવી છે.

પરમ કવિતા અમૃતવર્ષિણી છે, અગ્નિવર્ષિણી નથી. ચિત્તક્ષોભમાંથી નહિ, ચિત્તપ્રસન્નતામાંથી એ નિર્ઝરે છે.

કાલિદાસ ને ભવભૂતિની અમર રસકૃતિઓ શાકુન્તલ ને ઉત્તરરામ એ ચિત્તપ્રસન્નતાની પ્રસાદી છે. સંભારણુાંનાં આંસૂ યે ત્ય્હારે, દયારામનાં કડવાં મટી મીઠાં થયાં છે તેમ, ખારાં મટી મધુરાં, વિષનાં મટી અમૃતનાં થાય છે.

આત્માના સરોવરમાં એ અમર પદ્મો પછી ઉગે છે; જેનાં પરિમળ યુગના યુગ સૂધી પૃથ્વી ભરી ભરી પમરે છે.

એ કવિતા અમર છે જે અમરોના દેશથી અવતરે છે.

મેઘદૂતના અન્ત ભાગમાં એ છે કે

शापान्तो मे भुजगशयना दुत्थिते शार्ङ्गपाणौ.

છેક અન્તિમ ચરણ તો એ વિરહકાવ્યનું યે પરમ આશીર્વાદાત્મક છે:—

मा भूदेवं क्षणमपि च ते विद्युता विप्रयोगः

સંભારણે વિરહ પણ કો અજબવર્ણો બની રહે છે. માણ્યા રસના યશોગાનને તો સહુ કોઈ ગાય છે. વણમાણ્યા રસનાં યશોગાન ગાનારો તો વિરલો કવિરત્ન કો કાલિદાસ.

स्नेहानाहुः किमपि विरहे ध्वंसिनस्ते त्वभोगा-
दिष्टे वस्तुन्युपचितरसा प्रेमराशी भवन्ती ॥

પરમ સુન્દર કવિતા આશીર્વાદ સમી હોય, અગ્નિવર્ષણહારી ન હોય; અમૃતહેલી હોય, અંગારાની હેલી ન હોય; સંસારકલ્યાણ હોય, સંસાર સળગાવનારા શાપરૂપ ન હોય.

પ્રેમાનન્દના વતનમાં એટલો પુનરુક્તિદોષ વ્હોરી લઈને યે ઉચ્ચરૂં છું કે અમૃતમધુરી પરમ કવિતા ચિત્તક્ષોભનો નહિ, ચિત્તપ્રસન્નતાનો પ્રસાદ છેઃ અગ્નિના ઉછળાટ નહિ, રસાનન્દની ધારા છે.

પ્રેમાનન્દની કવિતા એ પ્રસાદભરી છે. દયારામની સર્વોત્તમ ગરબીઓ એ પ્રસાદભરી છે. કાલિદાસનું મેઘદૂત ને કાલિદાસનું અભિજ્ઞાન શાકુન્તલ એ પ્રસાદછલકતી અમૃતવાદળીઓ છે.

જગતની અમર કવિતા એવી છેઃ ડાન્ટેની Divine Comedy જેવી, ઉપર ને ઉપર જગત્કલ્યાણનાં પૂણ્ય-પગથિયાં ચ્હડતી, બિયેટ્રિસદોરી સ્વર્ગસોપાનનાં બ્રહ્મ-પગથિયે સંચરતી.

પ્રેમાનન્દની નગરીનાં નરનાર ! ખરી રીતે તો આ બધુ યે ત્હમારે તો પુનરુક્તિ સરિખડું જ હોવું જોઈએ.

સાત્વિક ગર્વ ને ગૌરવ પરમ ધરજો. ગુજરાતની સર્વોત્તમ કવિતાનાં સરોવરનાં ત્હમારે ત્ય્હાં તીર્થ છે.

ગુજરાતના આ પરમ કાવ્યતીર્થે આમન્ત્રી આટ-આટલો સન્માનો છો આજ એને માટે આત્મન્ ઢાળી આભારી છું, આપ સૌનો ને પ્રત્યેકનો.

આત્માની પ્રસન્નતાના મ્હારા સૌને છે આશિર્વાદ. સદા શુભ વાંછજો; ને વાંછો તે સહુ પામજો !

# અમદાવાદની ઇતિહાસરેખા

( રવિવાર, તા. ૧૭મી એપ્રિલ ૧૯૨૭ને દિવસે સ્હાંજે અમદાવાદ ભોળાનાથ લેડીઝ ઇન્સ્ટીટયુટના ચોકમાં અર્પાયેલા માનપત્રના ઉત્તરરૂપ ભાષણ. )

## પ્રમુખને સંબોધન

સાક્ષરરત્ન કેશવલાલભાઈ !

આ મસ્તક સહેજે નમતું નથી એ એક એનો અવગુણ છે.

ગુજરાતના આજના સાક્ષરસંઘમાંથી આપ એકને જ આ મસ્તક ભાવભર્યું નમે છે.

બાવીશ–બાવીશ વર્ષના કાળના પડદાઓ પાછળથી આજે મ્હને એક સાદ સંભળાય છે.

મુંબઇમાં આવા સમારંભમાં સર ચમનલાલ સેતલવાડ પ્રમુખ હતાઃ એમની ઓળખ મ્હને કરાવી હતી પ્રોફેસર ગજ્જરે. વડોદરે મેજર માધવરાવ જાધવ પ્રમુખ હતાઃ એમના વીર શ્રી ખાસેરાવ જાધવની પિછાન મ્હને કરાવી

હતી પ્રોફેસર ગજ્જરે. અહીં પ્રમુખ કેશવલાલભાઈ! આપ છો. આપનો પણ પરિચય મ્હને કરાવ્યો હતો પ્રોફેસર ગજ્જરે.

ત્રણે સ્થાનમાં પ્રો. ગજ્જરના મિત્રો પ્રમુખ થાય એ અકસ્માત નથી.

મ્હારી મિત્રમંડળી—બાબારાવ, બિન્દુભાઈ, રણજીતરામ, મણિશંકર. એ પછી મ્હારી કવિતાના પહેલા પારખનાર, કેશવલાલભાઇ! આપના પરમ મિત્ર પ્રો. ગજ્જર હતા.

આપના જેવા ગુર્જરગિરાના અઠંગ અભ્યાસી આચાર્યને હસ્તે આ અભિનન્દન પામતાં સંતોષ ને આનંદ થાય છે, હું મ્હારૂં ધન્યભાગ્ય માનું છું.

સરસ્વતીઉપાસકને સરસ્વતીઉપાસક જ પૂરો ઓળખે —પારખે.

## समाजनने संबोधन

અમે જોગીઓનાં બાળ!
        ગેરૂ ધરીને ધરાવશું:
પીને પાઈ દઈશું કાળ:
        અમે જોગીઓનાં બાળ!

ઘોળ્યા ચાંદા ને ઘોળ્યા સૂર્યને,
        ઘોળ્યાં દિવસ ને રાત્ર:
ઘોળી ઘોળીને સોમ સારવ્યો,
        છલકે એ અમ પાત્ર:
          પાત્ર ધર્યું મુખ જગતને:
          અમે જોગીઓનાં બાળ!

શોક ને મોહ સરી પડયા,
  લાધ્યાં સ્નેહ ને કલ્યાણ:
ઝોળી ભરી ભરી લાવીએ;
  અમને ચાખવાની આણ:
  થાળ પૂરી જગ પાઠવ્યા:
  અમે જોગીઓનાં બાળ !

ગિરિ ગિરિના કણ સંઘર્યા,
  સોંપ્યા મનુને સમાજ:
કોઇએ રચ્યાં રક્ષણ દેહનાં,
  કોઇએ પ્રાણ કેરો સાજ:
  ઉત્સવ જોઇને આનન્દીએ:
  અમે જોગીઓનાં બાળ !

ગુજરાતની પાટનગરીનાં નગરજનો !

આપનો આભારી છું: તળશિયો કહેવાતો ત્હેને તુલસીદાસજી કરીને સ્થાપો છો. જ્યહાં જ્યહાં આવા સમારંભ ઉજવાયા છે તે ગુજરાતનો અને મહાગુજરાતનો પણ ગુજરાતની આ પાટનગરીમાંથી આજ આભાર માનું છું.

એક વેળા આપણા નગરમન્દિરમાં મેં કહ્યું હતું કે અમદાવાદમાં નવીન છંદો શોધનારી સાક્ષરત્રિપુટિ છે. એ સાહિત્યત્રિપુટિ આજે પાછી અહીં મળી છે. એક તો આપણા પ્રમુખ 'વનવેલી'ના રચનાર. બીજો આપનો સેવક પોતે. ત્રીજાએ નથી ગુજરાતીમાં કે નથી સંસ્કૃતમાં નવો છન્દ રચ્યો. એમનો નવીન છન્દપ્રયોગ તો છે રાજ-

ભાષા અંગ્રેજીમાં. લઘુગુરુના બંધારણ અનુસાર આપણા કમિ-શ્નર મિ. મેટફિલ્ડ ઇંગ્રેજીમાં નવો છન્દપ્રયોગ રચી રહ્યા છે.

અમદાવાદના આજના સાહિત્યસત્રમાં આચાર્ય, હોતા ને અધ્વર્યુ એમ આજ અહીં એકઠા મળેલા છે.

અમદાવાદ અજબ નગરી છે.

ખાનપુરને સ્હામે આરે અકબરશાહના રણદદામાં વાગ્યાં ત્ય્હારે અમદાવાદ ઉંઘતું હતું.

ન જાગે, ન જાગે ત્ય્હારે ઉંઘ્યાં જ કરે: જાગે ત્ય્હારે અજબ જાગે.

ન ભર્યું ત્ય્હારે કાંઈ ન ભર્યું. ભર્યાં ત્ય્હારે કલાપ્રદર્શન ને સંગીતપ્રદર્શન બંને સંગાથે ભર્યાં.

સરસ્વતીઉપાસકોની સ્હામું ન જ જોયું–ન જ જોયું ત્ય્હાં સૂધી ન જ જોયું. જોવા બેઠું છે આજ ત્ય્હારે પોતાના ત્રણ ત્રણ સરસ્વતીપુત્રોને સંગાથે સન્માનવા નીકળ્યું છે.

આજથી બેએક માસ ઉપર સ્વપ્નું યે નહોતું કે આ ઇસ્ટરના તહેવારોમાં આપ આ સમારંભ ઉજવશો. તે પૂર્વે તો નિશ્ચય થયો હતો કે ગુજરાત છોડી બહાર ગએલા ગુજરા-તીનો—રા. આનંદશંકરનો—ઉત્સવ ઇસ્ટરમાં અમદાવાદ-માં ઉજવવો.

અને પરમ દિવસે આપ સન્માનો છો સર રમણભાઇને.

આમ પોતાના ત્રણ ત્રણ સરસ્વતીસંતાનોને અમદાવાદ આજ સન્માનવા નીકળ્યું છે.

અમદાવાદ અજબ નગરી છે.

અમદાવાદના શા શા ઇતિહાસ કહું ? અમદાવાદના

હુન્નરઉદ્યોગના ઇતિહાસ કહું ? અમદાવાદની સાક્ષરતાના ઇતિહાસ કહું ? અમદાવાદની ધાર્મિકતાના ઇતિહાસ કહું ?

ત્રણે ય જાણ્યે આપને આશ્ચર્ય થશે કે ધાર્મિક ઇતિહાસ એ જ અમદાવાદનો પરમ ઇતિહાસ છે.

અમદાવાદનો સાચો ઇતિહાસ આપણે અમદાવાદીઓ જ હજી જાણુતાં નથી.

યૂરોપમાં નવો યુગ બેઠોઃ વોટે સ્ટીમ એન્જીન શોધ્યું. મીલ આગગાડી આગબોટથી હુન્નરઉદ્યોગે નવું સ્વરૂપ લીધું. Industrialism નો યુગ યૂરોપમાં ઉગ્યો.

ઓગણીસમી સદીના છઠ્ઠા દાયકામાં ગુજરાતે એ દીઠું; યૂરોપ પછી ત્રણ દાયકે.

૧૮૫૨ માં ભરૂચમાં મીલ સ્થપાઈ. ૧૮૫૯માં અમદાવાદમાં મીલ સ્થપાઈ. અમદાવાદના પંચે ઉચ્ચાર્યું કે મીલ એટલે મ્હોટો રૂહેંટિયો; અને મીલ કાઢનાર એટલે રણછોડભાઈ રહેંટિયાવાળા.

રહેંટિયો યે સાદું મશીન છે. દસ દસ ત્રાકો સાથે ફરવે ત્હેવા રહેંટિયા શોધવાનાં મથન થયાં છે. મીલ એ હજારો ત્રાકો ચલાવનારો રહેંટિયો છે.

પછી તો અમદાવાદમાં ને મુંબઈમાં મીલઉદ્યોગ ખીલી નીકળ્યો. અમદાવાદે અને મુંબઇએ માનચેસ્ટર ને લીવરપુલની સ્પર્ધા માંડી.

પણ સાબરમતીમાં સ્ટીમર ચલાવવાનાં રણછોડભાઈનાં સ્પપ્નાં, અમદાવાદને ખરેખર માન્ચેસ્ટર બનાવવાની રણછોડભાઈની ભાવના પાર ન પડી. હવેનાઓને એ સ્વપ્નું ય આવતું હશે કે કેમ એ તો મીલએજન્ટોની મંડળી જાણે.

અને શું આ નવયુગમાં જ અમદાવાદ હુન્નરઉદ્યોગનું મથક થયું છે ?

ના, ના. ઇતિહાસ જૂદું કહે છે.

આજ તો અમદાવાદ રૂ જ કાંતે છે. પૂર્વે અમદાવાદ રૂ કાંતતું: રેશમ કાંતતું; કસબ કાંતતું. ત્રણ તાર ઉપર અમદાવાદનું જીવન અવલમ્બતું.

અમદાવાદનું કાપડ, અમદાવાદનાં અતલસ ને મશરૂ, અમદાવાદનો કીનખાબ ભારતવિખ્યાત અને યૂરોપ-વિખ્યાત હતાં.

અમદાવાદીઓને આજ કદાચ કીનખાબ નહિ ગમતો હોય: ૧૯૦૩ ના દિલ્હી દરબારમાં લેડી કર્ઝને અમદાવાદના કીનખાબનો ઝભ્ભો પહેર્યો હતો.

અમદાવાદના શેઠીઆઓને હું એ પૂછું છું: અમદાવાદની મીલ એજન્ટોની મંડળીને મારી એ વિનંતિ છે; રૂ તો આપ ૭૦ વર્ષથી કાંતો છો; ૭૦ વર્ષે આગળ પગલું હવે ક્યહારે ભરશો ?

રેશમ ને કસબ હવે ક્યહારે કાંતશો ? અમદાવાદ પોતે શણગારરૂપ હતું એટલું જ નહિ; અમદાવાદ ભરતખંડને અને યૂરોપખંડને યે શણગારતું.

આજે ઢાંકો છો, શણગારતા નથી. અમદાવાદીઓ ! પાછા ભારતને ને યૂરોપને ક્યહારે શણગારશો ?

સૂરત જેવી જ અમદાવાદમાં યૂરોપની કોઠીઓ હતી. સર ટોમસ રો અમદાવાદમાં એક વર્ષ રહી ગયા છે, જહાંગીર બાદશાહની સંગાથે.

ઇસ્લામ યુગમાં દરબારીઓને ખીલઅત ( ઝબ્બા ) અપાતા. હજારો ખીલઅતો બાદશાહોને પ્રતિ વર્ષે જોઇતા.

તે ક્ય્હાં બનતા ? યૂરોપથી આવતા ?

ભારતમાં અનેક જગાએ એ ખીલઅતો વણાતા. આ બાજૂ બરહાનપુરમાં ને અમદાવાદમાં તે બનતા.

સોનાની ટંકશાળ આજ ભારત માગે છે. સર બેસીલ બ્લેકેટ ના પાડે છે. સર પુરુષોત્તમદાસ એને આજ અસંભવિત કહે. છે.

આઇને અકબરી જઇને જૂઓ; અને આઇને અકબરી પુસ્તકશાળાના તાળામાં જો હોય તો અમદાવાદની પોળો જઇને જૂઓ.

અકબરશાહના ભારતમાં રૂપાની તેર ટંકશાળો ને સોનાની ચાર ટંકશાળો હતી.

એ ચારમાંની એક સોનાની ટંકશાળ અમદાવાદમાં હતી. હજી યે એ હવેલી ટંકશાળ ને એના રક્ષણહાર ટંકશાળી કહેવાય છે. ત્ય્હાં મ્હારી શાળા બેસતી. એ ટંકશાળનો આ સિક્કો.

અમદાવાદનું કાપડ યૂરોપ ખરીદતું; અમદાવાદના ખીલઅતો બાદશાહો સમર્પતા; અમદાવાદના સિક્કા–સોનાના ને રૂપાના–દેશભરમાં સર્વમાન્ય હતા.

જગાભાઈવાળાઓનો માણેકચોક કહેવાતો. શાન્તિદાસ નગરશેઠને ઘેર પાલીતાણાનું રાજ્ય ગીરો હતું.

અમદાવાદની શાખ ? હુંડીનો રિવાજ સામાન્યતઃ Three days' grace નો છે. માણેકચોકનો રિવાજ હતો કે આજ બતાવે તો આજ ભરવી. એમાં Grace શી ?

સોનાની ટંકશાળ હતી ત્ય્હાં આજે તો ખોટાનાં પાટિયાં ને સટ્ટાનાં બજાર છે. વચમાં તો બે–બે સટ્ટા બજાર અમદાવાદમાં હતાં. દયાધર્મના પ્રચારક મહાવીર સ્વામીની ત્ય્હાં જયન્તિ ઉજવાય છે ને એ જયન્તિને દિવસે અધ્યાત્મક રીતે આજ તો મારામારી થાય છે.

અમદાવાદના રહેંટિયાવાળાઓ ! રૂ કાંતો છો. પાછા રેશમ ને કસબ કાંતતા ક્ય્હારે થશો !

ને અમદાવાદનો સાહિત્યનો ઇતિહાસ ! હુંન્નરઉદ્યોગના ઇતિહાસથી એ કાંઈ ઉતરે એમ નથી.

અમદાવાદને ગોંદરે ત્રણ તો ગુજરાતના મ્હોટા કવિવરો થઈ ગયા. વેંગણપુરમાં–ગોમતીપુરમાં શામળભટ્ટ થયા. ખાડિયામાં દેસાઈની પોળમાં અખો થઈ ગયો. સ્વામીનારાયણની મંદિરછાયામાં દલપતરામ થયા.

અમદાવાદીઓ ! એમનાં ઘરે જોવા ગયા છો ક્ય્હારેક ? સ્ટ્રૅટફર્ડવાસીઓએ શેક્ષપીઅરનું ઘરે ન દીઠું હોય એમ બને ખરૂં ?

શેઠીઆઓ જોવા ન જાય; ભાઇ મોહનદાસ જોવા ન જાય; સાહિત્યકારો ! ત્હમે એ ત્રણેનાં ઘર જોઈ આવ્યા છો ? ને કોલેજના વિદ્યાર્થીઓ ! ત્હમે ?

'સરકારી કોલેજમાં તો ખોટું ભણતર ભણાવે છે.'

ઓ સાચું સ્વદેશી ભણતર ભણાવનારાઓ ! શામળના–અખાના–દલપતના કાવ્યતીર્થે ત્હમે આચાર્યો, ઉપાચાર્યો, વિદ્યાર્થીએ કેટકેટલી યાત્રા કરી આવ્યા છો ?

ન્હાના કવિઓ થયા અમદાવાદમાં યશોવિજય

ઉપાધ્યાય, ભુલાભીરામ, અલખબુલાખી, ભોળાનાથભાઈ, હરિલાલ ધ્રુવ, નરસિંહરાવ, ડાહ્યાભાઈ દેરાસરી અને આજના આપણા પ્રમુખ.

અમદાવાદ ! તું ત્હારો સાહિત્યનો ઇતિહાસ જાણે છે ? શોધ, ખોળ ને જાણ. ત્હારૂં પોતાનું તો ભણુ: સરકારની ભૂલ સુધારનારાઓ યે ત્હને ત્હારૂં નહિ ભણાવે. આપ મૂઆ વિના સ્વર્ગે નહિ જવાય. તું જ ત્હારૂં શોધ ને જાણ. ત્હારી કુલકથા, ત્હારી પૂર્વજવંશાવલિ, પરાયો કોણ આવીને પઢાવશે ?

અને અમદાવદનો ધાર્મિક ઇતિહાસ તો ત્હેના હુન્નર-ઉદ્યોગના કે સાક્ષરી ઇતિહાસથી યે અજબ છે; સારા ગુજરાતમાં અદ્ભુત છે. અમદાવાદ એટલે ગુજરાતની ધર્મગંગોત્રી.

ઇસ્લામી યુગમાં થએલા ઇસ્લામી ઓલીઆઓ અમદાવાદની ચારે દિશાઓ ઘેરીને પડેલા છે. ઉત્તરે વિરાજે છે દરિયાખાન; પૂર્વે વિરાજે છે મલેક શાહબાન; દક્ષિણે છે શાહઆલમના ને વટવાના રોજા; અને પશ્ચિમે છે સરખેજનો રોજો.

છેક હેમચંદ્ર સુરીથી માંડીને સરયૂદાસજી સૂધીનો અમદાવાદનો ૭૫૦ વર્ષનો હિન્દુઓનો ધાર્મિક ઇતિહાસ જગતની કોઈ પણ નગરીને શોભાવે ત્હેવો છે.

અમદાવાદ વસ્યા પહેલાં અંહિ કર્ણાવતી નગરી હતી: સિદ્ધરાજ જયસિંહના પિતા કરણદેવે વસાવેલી. કરણેશ્વર મહાદેવ એ જ એક માત્ર એના અવશેષ આજ છે.

એ કર્ણાવતીમાં હેમચંદ્ર સુરીનો ઉપાશ્રય હતો. હેમચંદ્ર સુરી ધંધુકાના વતની હતા. મોઢ વણિક હતા. પાંચ વર્ષની વયે દીક્ષા લીધી હતી. અને પછી કલિકાલસર્વજ્ઞનું બિરૂદ પામ્યા હતા.

એમની સાહિત્યસેવા યે અદ્દભુત હતી. પ્રાકૃત અષ્ટાધ્યાયિની–સિદ્ધહેમચંદ્ર અને દ્વાશ્રય એ એમના મહાગ્રંથો. અને વધારે પૂછવું હોય તો પ્રમુખશ્રીને પૂછજો, એટલે જાણે મોટો સાહિત્યભંડાર ઉઘાડયો એમ આપને લાગશે.

ને પછી થઈ અમદાવાદની સ્થાપના. માણેકચોકમાં માણેકનાથ બાબીની ધૂણી હતી. આજે યે એનો ભગવો ઝુંડો માણેકચોક ઉપર ફરકે છે.

ઈસ્લામી બાદશાહતનો કોટ રોજ ને રોજ ચણાતો, રોજ ને રોજ પડતો. માણેકનાથની કંથાગોદડીની દંતકથા તો વાંચનમાળામાં યે ભણાવાય છે અને હવે તો સર્વવિદિત છે.

ઈસ્લામી બાદશાહે, પાટણ પાયામાંથી ઉખેડી નાંખી અહમ્મદાબાદ સ્થાપનાર અહમ્મદશાહે અમદાવાદની સ્થાપનાની મંગળ ઘડીએ ગણેશબ્હારી મૂકી; ગણેશબુરૂજ માંડયોઃ પોળોનાં નામ પાડતાં પ્રારંભમાં માણેકચોકમાં પહેલી પોળનું નામ મુહૂર્ત પોળ પાડયું. એમ હિન્દુ મંગલકાર્યની માંગલ્યભાવનાઓ ઈસ્લામી પાદશાહે પાળી. કદાચ માણેકનાથ બાબીએ પળાવરાવી.

ગણેશબ્હારીને આજ તાળાં દેવાયાં છે. ગણેશબુરૂજ ઉપર આજ પોલીસ ચોકી છે. મુહૂર્તપોળ આજે–એ અશ્લીલ શબ્દને માટે ક્ષમા કરશો–મૂતર પોળને નામે પ્રખ્યાત છે.

માણેકનાથ પછી દોઢસોક વર્ષે અમદાવાદમાં થયા જૈનોના લ્યૂથર.

અમદાવાદીઓ! જાણો છો કે અમદાવાદ જૈનપુરી કહેવાતી? અને જૈન ધર્મના લ્યૂથર અમદાવાદમાં થયા? ખ્રીસ્તી ધર્મના લ્યૂથરની પૂર્વે પચાસેક વર્ષે અમદાવાદમાં જૈન ધર્મના લ્યૂથર થઇ ગયા.

એ હતા સંસારી સંત. એ લહીઆ હતા. મોતીના દાણા જેવા એમના અક્ષર હતા. સાધુઓ ધર્મશાસ્ત્રો એમને લખવા આપતા. આજ જેમ કોઇક કોમ્પોઝીટર વિદ્વાન થાય એમ લખતાં લખતાં એ પઢયા. એમની બુદ્ધિમાં એમ વસ્યું કે શાસ્ત્રાનુસાર ધર્મ નથી. એમણે કહ્યું મૂર્તિ-પૂજા બંધ કરો. એમણે પંજાબ સૂધી યતિઓ પાઠવ્યા. એ મહાપુરુષ તે જૈન પ્રોટેસ્ટંટીઝમના સ્થાપનાર, જૈન સ્થાનકવાસી સંઘના પ્રવર્તક લોંકાશાહ.

તે પછી પોણોક સૈકા પછી અમદાવાદમાં થયા ઇતિહાસપ્રખ્યાત હીરવિજય સુરીજી. હીરવિજય સુરીજી એટલે અકબરશાહને દયાધર્મ પ્રતિબોધનાર મહાસુરી.

વતને પાલણપુરના; જ્ઞાતિએ ઓસવાળ.

એવું બન્યુંઃ આજ જેમ પજવાય છે એમ તે વેળાએ પણ હીરવિજય સુરીજીને પજવનારા હતા.

ગુજરાતનો મુગલસૂબો અમદાવાદમાં રહેતોઃ સૂબા પાસે લાગવગવાળાએ સૂબાને ભંભેર્યો. હીરવિજય સુરીને પકડવા ઇસ્લામી જમાદારો છૂટયા!

આપણી અમદાવાદની પોળો એટલે ન્હાનકડા કિલ્લાઃ

અને પોળની બારીઓ એટલે જૂનાગઢના રા’ખેંગારના ઉપરકોટને છે એવી કિલ્લાઓની નાઠાબારીઓ. એ નાઠા-બારીએથી હીરવિજયસુરી નાશી છૂટયા.

દરમિયાન પાયતખ્તમાં બીજી જ ઘટના બની.

અકબરશાહ રાજમહેલમાં બેઠા હતા, ને બહાર ઢોલ ત્રાંસા નગારાં શરણાઇઓનો ગંજાવર શોર ગાજ્યો. કહેવત છે કે ‘ વાણીઓ વરઘોડે. ’

બાદશાહના કાન ચમકયા. પૂછાવ્યું, શું છે ? પાર્ષદે આવી કહ્યું, જૈનોનો વરઘોડો છે. પૂછાવ્યું, શેનો ? કહ્યું, એક સ્રીએ તપશ્ચર્યા કીધી છે ત્હેનો. તપશ્ચર્યા ? હા, ખુદાવિંદ ! છ માસના અપવાસ. છ માસના અપવાસ ? પૂછો શી રીતે કીધા ? પૂછી આવી કહ્યું, બાઇ કહે છે કે ગુરુપ્રતાપે કીધા. બાદશાહે કહ્યું, બાઈને પુછો, એવા એમના ગુરુ કોણ ? પાર્ષદે પૂછી આવી કહ્યું, હીરવિજયસુરી.

દિલ્લીના બાદશાહે અમદાવાદના સૂબાને ફરમાન લખ્યું, સકલ માન અકરામ સાથે સુરીજીને પાયતખ્તે ભેજો. હાથી, ઘોડા, રથ, સુખપાલ, માગે તે આપજો. માર્ગે રક્ષણ કાજે સેના આપજો.

સૂબાએ માન્યું મૂવા. કોઇએ બાદશાહી દરબારમાં ફરિયાદ કીધી કે શું ? ખબર કહાડી. સુરીજી ભરૂચ પાસે ગંધાર ગામે હતા. સૂબાએ ખેપીઓ પાઠવ્યો. સુરીજી અમદાવાદ પધાર્યા. સૂબો મળ્યો, બાદશાહી રૂક્કો સંભળાવ્યો. હાથી, ઘોડા, રથ, સુખપાલ, સેના—શું શું જોઇશે ? પૂછયું. સુરીજીએ કહ્યું, અમારે કોઇ ન ખપેઃ અમે પરિ-

માજક. સૂબાએ કહ્યું, માર્ગે રક્ષવાને માટે સેના ? સુરીજીએ કહ્યું, અમારે રક્ષવા જેવું કશું હોય નહિ. અમારે સાધુ-ઓને લૂંટાવાનો ભય શો ?

એક જૈન સુરી સાથે મ્હેં ય એકાદ દિવસ વિહાર કીધો છે. આપણા તો એવા મણુમણુના જ વિહાર હોયને ? કઠણુ યતિધર્મનું પાલન મ્હેં તો નજરે દીઠું છે.

હીરવિજય સુરીજી ફતેહપુર સીક્રી સંચર્યા. અકબર-શાહને પ્રતિબોધ્યો.

તે પછી દોઢસો વરસે અમદાવાદમાં થયા દરિયાપુરી સંપ્રદાયના ધર્મસિંહ મુનિજી. વતને જામનગરના. એમણે જૈન સૂત્રોના ટબ્બા પૂર્યા—ભાષ્ય રચ્યાં. પોતે તો હતા સ્થાનકવાસી. એવા નિષ્પક્ષપાત ટબ્બા પૂર્યા કે દહેરાવાસીઓ પણ એ ભાષ્યો ભણે છે. સ્થાનકવાસીઓમાં જતિઓ જ હતા. ધર્મસિંહ મુનિએ સાધુપ્રણાલિકા પાછી સ્થાપી.

પછી થયા યશોવિજય ઉપાધ્યાય; જેની પાકી આજ સારૂં અમદાવાદ પાળે છે.

ઝવેરીવાડે આમલીપોળનો સાગરગચ્છ પણ યશસ્વી થયો, અને ત્હેમાં થયા ખાખી બાવા જેવા બુદ્ધિસાગરજી. અને પાંજરાપોળે આજ વિરાજે છે વિજયનેમી સુરીજી.

જગદંબાના—અંબાજી માતાના ભક્તો પણ અમદાવાદમાં ઘણા હતા ને છે. એમાં મ્હોટેરા થઈ ગયા જુગલબાંધવો વલ્લભધોળા, જેમની જયન્તિ આજે યે અમદાવાદ ઉજવે છે.

વૈષ્ણવ સંપ્રદાયમાં થઈ ગયા મહાપુરુષ છોટાજી મહારાજ; જાણે સાત્ત્વિકતાની જ મૂર્તિ.

પછી અમદાવાદમાં સ્થપાયો સ્વામીનારાયણ સંપ્રદાય. લોક કહે છે 'ટોપી ને ટીલું અમદાવાદમાં હારે આવ્યાં'

હઠીભાઇની વાડીની—તે વેળા વાડી ન હતી—જગા સહજાનંદ સ્વામીને આપવા કલેકટરે કહ્યું. જોઇ, નિરખી, સ્વામીજીએ કહ્યું: આ સ્થાનમાં આસુરી ધન છે, અમારે એ ન ખપે. પછી શહેર વચ્ચે એક ઉજ્જડ ટેકરો હતો. એ ટેકરે મંદિર બાંધ્યું ને શિખરે ધજાગરો ચ્હડાવ્યો.

એમના થયા અયોધ્યાપ્રસાદજી અને કેશવપ્રસાદજી. એમના સંપ્રદાયમાં થયા નિત્યાનંદ સ્વામી ગોપાળનંદ સ્વામી વિગેરે.

ગોપાળનંદ સ્વામી સમર્થ યોગી હતા. નિત્યાનંદ સ્વામી પાસે અમદાવાદમાં દલપતરામ સંસ્કૃત શીખવા રહ્યા હતા; ને રા. બ. ભોળાનાથભાઇને પીંગળ ભણાવતા.

સહજાનંદ સ્વામીના સમકાલીન થયા રાજા રામમોહન-રાય. એમણે બંગાળમાં બ્રહ્મસમાજ સ્થાપ્યો. ભારતને પશ્ચિમ કાંઠે એના વાયુ વાયા.

પણ બ્રહ્મસમાજની બ્રહ્મવલ્લી મુંબઇઅમદાવાદને પીવી કપરી પડી. એ સોમવલ્લી જીરવવી અંહી વસમી લાગી. એટલે એનું Diluted સ્વરૂપ પ્રાર્થના સમાજ મુંબઇમાં સ્થપાઇ; અને એ મુંબઈ પ્રાર્થના સમાજનું યે Diluted સ્વરૂપ અમદાવાદમાં સ્થપાયું, રા. બ. ભોળાનાથ-ભાઈના પ્રમુખપદે.

અને પછી થયા પ્રેમદરવાજે સરયૂદાસજી મહારાજ. એમની કથા સાંભળવા સેંકડો લોક જતાં. ત્ય્હાં અનેક

મહાવ્રત અપાતાં. તે દેવલોક સંચર્યા ત્હારે અનેક ભજનમંડળીઓએ એમની શબયાત્રામાં ભજન ગાયાં હતાં.

અને આજે છે મોક્ષમંદિરના મહારાજ: સાદા, સરળ, સેવાભાવી, ભજનિક.

આજે યે, વીસમી સદીની પહેલી પચ્ચીસી વીત્યા પછી પણ અમદાવાદને ગોંદરે છૂટીછવાયેલી વેરાયેલી સમી સંસ્કૃતની દશેક પાઠશાળાઓ છે. એમાં અઢીસોક વિદ્યાર્થીઓ પ્રાચીન આર્યત્વનો અભ્યાસ કરે છે. એકઠા કરે તો એક કોલેજ થાય. થશે: કોક આર્યભાવનાવન્તો મુંબઇ સરકારનો મન્ત્રી થશે ને નાઈકિહુડ આપવાઅપાવવા સમર્થ થશે, ત્હારે અમદાવાદના કોક લક્ષ્મીપુત્રના લક્ષ્મીબળથી એ પાઠશાળાઓનું સંગઠન થઈ અમદાવાદમાં સંસ્કૃત કોલેજ સ્થપાશે.

અમદાવાદનો ધાર્મિક ઇતિહાસ અમદાવાદના અન્ય સર્વ ઇતિહાસોને ઓછાયામાં નાંખે એવો નથી શું ?

અમદાવાદ એક અજબ નગરી છે. પોળે પોળે દહેરાં ને ઉપાશ્રય ને મંદિરો: ને પ્રત્યેક પોળ એટલે ન્હાનકડો કિલ્લો; પ્રત્યેક પોળ એટલે ન્હાનકડું સ્થાનિક સ્વરાજ્ય.

આજ આપણે એ બધું બદલીએ છીએ, પોળો પાડી સડકો કરીએ છીએ. મ્હારે તો એક જ કહેવાનું છે કે સુધારવા જતાં સુધારાને નામે બગાડતા મા.

અને છેલ્લે છેલ્લે અમદાવાદમાં આવ્યા ભાઈ મોહનદાસ ગાંધી. અમદાવાદને લાભાલાભ ઉભય થયા છે. અમદાવાદ જગત્‌વિખ્યાત થયું. ખંડખંડમાંથી યાત્રાળુઓ અમદાવાદને

આંગણે આવ્યા. "સાબરમતી જલ લોટી લોટી ગંગાયમુના આય બસે" એટલે સૂધીની અતિશયોક્તિઓ ગવાઈ. એના અનુભવ આપણને સહુને તાજા જ છે. વધારે તો શું કહું? કહીશ તો કદાચ કેટલાક માનશે યે નહિ. આઘેથી હું યે મોહ્યો હતો. 'ડુંગરા દૂર થકી રળિયામણા રે.' આઘેથી લાગ્યું કે શલ્યાઓ અહલ્યાઓ થઈ ગઈ છે. દૂરથી ઝંખાણું કે પાટણવાડિયાના પડોશીઓ ભાઇ મોહનદાસને અડકવે સંત થયા છે. પાસે આવીને જોયું તો એમના નેતાઓનો દીઠો મ્હોટે ભાગે બદમાશોનો સંઘ.

અસહકારથી દૂભાયેલાં દુઃખિયાંને એક જ હતો અમદાવાદમાં વિસામો, એક જ હતું હૈયાની વરાળ ઠાલવવાનું ઠેકાણું. અમદાવાદની પ્રાન્તિક સમિતિના કાર્યવાહકો વિશે સ્વ. મનસુખભાઈ રવજીભાઈએ મ્હને શું કહ્યું હતું તે હું જાણું છું. એ સ્વ. મનસુખલાલ માટે શ્રી. મણીલાલ કોઠારીએ મ્હને શું કહ્યું હતું તે હું જાણું છું. એ મણિલાલ કોઠારી વિષે બીજાએ મ્હને શું કહ્યું હતું તે હું જાણું છું. સૂરતના કલ્યાણજીભાઇ અને ખેડાના મોહનલાલ પંડયા વિષે શ્રી. ગોપાળદાસ દરબારે મ્હને શું કહ્યું હતું તે હું જાણું છું. કેટલાકે એ લોકોને મ્હારે મોઢે 'હરામખોર' કહ્યા છે. હું તો આજ છછ વર્ષથી જાણું છું ને એક જ શબ્દ ઉચ્ચારૂં છું કે અસહકારના નેતાઓ એટલે મ્હોટે ભાગે બદમાશોનો સંઘ.

આજ તો ઘણાંઓએ એ જોયું છે, ઘણાંઓ એ ઉચ્ચારે છે. મ્હારો વાંક એ કે મ્હેં પહેલું જોયું ને પહેલું ઉચ્ચાર્યું.

અને હવે ? અમદાવાદીઓ ! હજી યે અમદાવાદ ગુજરાતની પાટનગરી છે. ગુજરાતનો લૉ ક્લાસ અહીં ઉઘડે છે. ગુજરાતની વિદ્યાપીઠ સરકાર અહીં સ્થાપશે. અમદાવાદનું ભવિષ્ય ઉજ્જવળ છે.

અમદાવાદીઓને મ્હારો એક જ સંદેશ છે. વૃદ્ધ હો કે જુવાન હો, સ્ત્રી હો કે પુરૂષ હો, મ્હારૂં એક જ વચન છે. **ભવિષ્ય ભણી ન્હાળે છે તે સદાનો જુવાન છે.**

પાંચસો વર્ષના આયુષ્યનું શહેર વૃદ્ધ નથી. અમદાવાદ ! તું હજી જુવાન છે, અને ત્હારે હજી કંઇ કંઇ સંસારખેલ ખેલવાના છે.

મ્હારી તો ઉત્તરાવસ્થા આજથી બેસે છે. વનનાં આમંત્રણ આજથી પાંચેક વર્ષ પૂર્વે આવ્યાં હતાં. અમદાવાદના, ગુજરાતના અને મહાગુજરાતના નવયુવાનો ને નવયુવતીઓ મ્હારાં વારસદાર છે. આવતાં વર્ષોના પડઘા સમા વનનાં આમંત્રણ તો મ્હને કંઈક વર્ષોથી સંભળાયાં છે. અને નવજુવાનો ને નવયુવતીઓને મ્હારો વારસો ભળાવીને હળવે હૈયે આજ હું વનમાં પ્રવેશું છું.

વનનાં આમંત્રણ આવ્યાં, સાહેલડી !
પુર ને મહેલ શી ઉણપો હશે ?
લીલમલીલી એ કુંજો ઘેરાય, ત્ય્હાં
એવી વિરાટની વિભૂતિ શી વસે ?—વનનાં આમંત્રણ૦
વનમાં કોયલડી ટહુકે, સાહેલડી !
પુરમાંની મેના તો પીંજરે પડી;
વનમાં કો ગોપિકા ગાજે ગગન ભરી,
પુરમાં પટરાણીઓ રમણે ચ્હડી—વનનાં આમંત્રણ૦

વન માંહિ કેસરીની કેસર, સાહેલડી !
  પુરમાં કિરીટીનાં કિરણો સ્ફુરે;
વનમાં વૈરાગ્ય ને વિલાસ છે સોહામણા,
  પુરમાં સુવર્ણનાં સ્વપ્નાં ઉરેઃ—વનનાં આમંત્રણ૦
વનમાં સરોવર ઘેરાં, સાહેલડી !
  પુરના તો કુંડ કાંઈ છાછરછાલ્યા;
વનમાં શકુન્તલા, ને વન માંહિ રાધિકા,
  પુરમાં તો કુબજાનાં કામણ, ભલા !—વનનાં આમંત્રણ૦
વન કેરા આંબલા મ્હોર્યા, સાહેલડી !
  પુરમાં કટોરઘાટ કુંડાં ઉભાં;
વનમાં જોગી જહાંગીરી માણે, સખિ !
  પુરમાં ગરીબીનાં દિલડાં દૂભ્યાંઃ—વનનાં આમંત્રણ૦
વનમાં તપોવને તપસી, સાહેલડી !
  પુરમાં વણિક કાંઈ વણજે ખીલ્યા;
વનમાં તો વિશ્વનો વિહારી વિહારે, ને
  પુરમાં મનુષ્યની ઝળકે કલાઃ—વનનાં આમંત્રણ૦
વનનાં આમંત્રણ આવ્યાં, સાહેલડી !
  પુરનાં યે પુણ્યપાપ ઓછાં નથી;
વનની મઢલીમાં સીતા ને રામજી,
  રમશું ત્હ્યાં વનની કથાઓ કથી;
  ચાલો, વનવનની કથાઓ કથી;—વનનાં આમંત્રણ૦



# ચરોતરનો ગુણભંડાર

( રવિવાર તા. ૧ લી મે ૧૯૨૭ ને રોજ નડિયાદમાં ખડાયતાની વાડીના વિશાળ ચોકમાં અર્પાયેલા માનપત્રના ઉત્તરરૂપ ભાષણ )

જલપૂર્ણ સરોવર હેલે ચ્હડયાં,
    ઘેરી ગોમતીએ તરુ ઝૂકયાં:
ફૂલી શારદવેલ પ્રફુલ્લ ફૂલે,
    જ્યંહિ ભક્તમયૂર ટહુક્યા;
રસિકાઉર શાં ઝરણાં ઝીલતો
    નદ સપ્તજલે જ્યંહિ ગૂંજયો;
રસવાડી ખીલી રસિયાંની શી ?
    એ રસવન્તી ગુર્જરી કુંજો.

ચારૂત્તરનાં રસરસીલાંઓ !

ગુજરાત એટલે એક વિશાળું આંબાવાડિયું; અને ગુજરાતના નિરનિરાળા પ્રાન્ત એટલે ગુજરાતની વનકુંજો. ગુર્જરદેશની વિશેષતા જ એ કે ગુજરાત એટલે કુંજનિકુંજોવન્તી અમરાવતી.

અને ચડોતર એટલે ગુજરાતની ફ્લદ્રુપ રસકુંજો, ચડોતર એટલે ગુજરાતનું વ્રજ. ચડોતરને મધ્ય ભાગે જમના સમી કો મહાનદી હોત તો ચડોતર કદાચ વ્રજને યે હરાવત. ચડોતરના વૃક્ષરાજો ને ચડોતરની વનકુંજો વ્રજની વનકુંજોથી વડેરી છે. શ્રી કૃષ્ણચન્દ્રે પણ મથુરા સમેટી દ્વારિકા વસાવી, ને દ્વારિકા સમેટી ચડોતરના ગોમતીઘાટની વનકુંજો વસાવી. સાગરતીરે જાણે વ્રજ સાંભર્યું ને વ્રજથી યે અદકેરી રસકુંજોમાં આવી વસ્યા. પણ ચરોતરમાં જમના નથી.

કાઠિયાવાડમાં અમે મશ્કરી કરતાં, ગુજરાતીઓની દૃષ્ટિમર્યાદા બહુ ટૂંકી. કય્હાં યે જઇને ગુજરાતમાં ઉભો તો ઝાડવાં દૃષ્ટિને ઘેરી રૂંધી અવરોધી ઉભાં છે. કાઠિયાવાડમાં તો માઇલોના માઇલો સૂધી, પંખેરૂની પેઠે, દૃષ્ટિ ઉડી ઉડીને પાછી આવે.

ગયે અઠવાડિયે જ ચડોતરની વનલક્ષ્મીમાં ભમી આવ્યો છું ને ભાખું છું; ચડોતરની વનલક્ષ્મીમાં ભમવું મ્હને તો ગમે છે. ગામેગામ સરોવરો, ને સરોવર ફરતી તરૂમાળ. ન્હાની ન્હાની ઝરણાં જેવી નદીઓ, પણ એ નદીઓના આરા ને પટ વનશ્રીનાં ઓઢણાંથી આચ્છાદાયેલા.

વાત્રકને આરે ઉત્કંઠેશ્વર મહાદેવની ઉંચી ભેખડ ઉપરથી નિહાળો. ડાભા ને આમલિયારાનાં દીપડાગાજન્તાં સનાતન વન જોશો કે મહીનાં ઉંડા કોતરોની ગહનતાને કાંઠે ઉભીને પાણીમાં જોશો તો મદઝરતા મઘરમચ્છ રમતા દેખાશે. ચોમેર મેવાસના સીમાડાની ગહનતાઓમાં જોશો

તો બ્હેબ્બન વડતાલો ને બાબર દેવા જેવા મનુષ્યના મઘર-મચ્છ રમતા દેખાશે.

ઈ. સ. ૧૮૯૭ની શરદ ઋતુ હતી. નડિયાદથી મહુધે ત્ય્હારે રેલ્વે ન હતી. ૧૨॥ મિનિટે માઇલ જેટલી ઝડપે ઘડિયાળ હાથમાં ઝાલી એ માર્ગે હું જતો હતો. માર્ગે શેઢીનો પૂલ આવ્યો. ઉંડી નદીમાં શરદની વનશ્રી ભરછક છલકાતી હતી. એક એક વૃક્ષરાજને આઠ–આઠ દશ–દશ વેલીઓની જટાઓ લ્હેડેલી: ઉંડાણુની ગહનતામાં ઉતરતી સ્હાંજના પડછાયા ઘેરા પથરાયેલા, જાણે નીલ આકાશપાટે જલભર્યાં શ્યામ વાદળાં. પગ થંભી ગયા, પૂલ ઉપર અનિમિષ ઉભો જ રહ્યો, ઉંડા પટમાં નિરખી રહ્યો, એ પડછાયામાં જાણે કાંઈ સંતાયેલું શોધવા લાગ્યો, એ ગહનતામાં ગૂઢ કાંઈક ઢૂંઢતો ઉભો. તે પછી લંકાનાં અશોકવન જોયાં, કાશ્મિરની હિમાલયકુંજો જોઈ: એ તો અદ્‌ભૂત જ હોયને! છતાં આજે ૩૦ વર્ષે યે એ ઉંડી ઘેરી ઝરણાં જેવી શેઢીનાં સ્વપ્નાં વિસરાતાં નથી.

એક વેળા વર્ષામાં પેટલાદ ગયો હતો. શાળામાંથી સહવારે ફરવા નીકળ્યા. ઉપર મેઘે છત્ર કીધું હતું: વસુધાએ પોતાના વસુઓની વિભૂતિ ઉભરાતી ઢોળી હતી. વગડામાં થોડેક ગયા ત્ય્હાં મ્હેં પૂછ્યું: આ કોનો બાગ છે? મ્હને ઉત્તર મળ્યો કે આ તો ખેતર છે.

વાત્રકથી મહી સૂધી ને કાળજૂના વોઠાના સપ્તસંગમથી તે ગળતીશ્વરના સિદ્ધરાજપ્રાચીન સંગમતીર્થ સૂધી ચડોતરની કુંજોએ એક અનુપમ કુદરતી Park–મહાઉદ્યાન

રચેલું છે, ચડોતરવાસીઓને માણવાને કાજ. એવી અદ્ભુત ઉભી છે એ વનકુંજોની વનલક્ષ્મી. અને એ કુંજે કુંજે છે દેવનાં ધામ કે ભક્તના વિશ્રામ. સંદેશ્વરમાં છે પ્રીતમ ભક્ત, સાવલીમાં છે ધીરો ભક્ત. વડતાળના વડલા ને અમરાઇઓ તો આજે ય સ્વામીનારાયણના સન્તમંડળનાં ભજનકીર્તનથી ગાજે છે. ડાકોરજીની ગોમતીની કુંજઘટાઓ તો પૂર્ણિમાએ પૂર્ણિમાએ ચન્દનીમાં પૂર સાથે હોડ કરતી કવિતમધુરપથી છલકાય છે. વડતાલની અમરાઇઓ પાછળ આશાપૂરીના માઢ ઉભા છે, ને મહીસાગરને તીરે, અન્તરિક્ષના તંબુના કુવાસ્થંભ સરિખડું, ગળતીશ્વરનું ઉત્તુંગ મન્દિરશિખર ચડોતરને આમંન્ત્રતું ઉભું છે. સાત સાત નદીઓને સંગમતીર્થે આજે યે શરદની છેલ્લી તિથિઓએ–દેવદીવાળીમાં વીશ–વીશ હજારની મનુષ્યમેદની યાત્રાએ આવે છે. આ નવયુગમાં યે ભાઇ મોહનદાસના ગુરૂ શ્રીમદ્ રાયચંદ્રજી અગાસમાં આવી વસ્યા છે, ને વડતાળથી રિસામણે નીકળેલા યજ્ઞપુરૂષદાસજી બોચાસણમાં મન્દિરમ્હેલાતો બાંધે છે. ડભાણ મહાન તીર્થ થતાં થતાં રહી ગયું. સંતરામજીના સન્તોએ પણ સરોવરતીરે સંતરામ સ્થાપેલા છે.

અને ચડોતરની એ વનલક્ષ્મીની વચ્ચે કલાલક્ષ્મી યે ઠીક ઠીક મ્હોરેલી છે. ડાકોરજીનું દ્વારિકાધીશનું ઉન્નતશૃંગ મન્દિર કે વડતાળનો સ્વામીનારાયણનો પથરાયેલો મન્દિરવિસ્તાર યૂરોપના કોઇ પણ કેથીડ્રલની શોભા કે રોનકથી ઉતરે એવાં છે ? ઉત્તરસંડા, પેટલાદ ને સોજીત્રાની બેઠા ઘાટની હવેલીઓમાંની સુઘડતા ને રસિકતા

એ ગ્રામવાસીઓના હૃદયમાંની રસિક્તાને રંગે રંગાયેલી છે. ખંભાતમાંની નવી વ્હોરવાડ ને કપડવણજમાંની જૂની વ્હોરવાડની સ્વચ્છતા આજે યે ઉચ્ચારે છે કે જૂના સમયના બ્રાહ્મણોની એ સ્વચ્છતા છે. ભાદરણની આધુનિક પ્રજાકીય સુખસગવડને કારણે તો ભાદરણવાસીઓ પોતાના વતનને Modern village ભાખે છે. વસોમાંની દરબાર શ્રી ગોપાલદાસની હવેલીના ચોક વચ્ચે ઉભા રહો, ત્હમને ઘટાટોપ પેઠે ઘેરી વળેલી લક્કડકામમાંની કોતરણીકળા નિહાળો, તો લાગશે કે અમદાવાદની ટંકશાળની હવેલી કે શામળ બહેચરની હવેલીમાંથી જાણે કલાસામગ્રી આણી વસોમાં ઉભી કીધી ન હોય !

જે દેશમાં કુદરતના ફૂવારા ઉડી રહ્યા હોય છે ત્ય્હાં માનવકલાના યે ફૂવારા ઉડી રહે છે.

ચડોતરમાં યે એવું બન્યું છે. ચડોતરનું પ્રાચીન સાહિત્ય ને નડિયાદનું અર્વાચીન સાહિત્ય એ સૌન્દર્ય–સંસાર–સૂત્રનાં સાક્ષીઓ છે.

ચડોતરની રસકુંજોનાં રસરસીલાંઓ ! અમદાવાદ એટલે ગુજરાતની પાટનગરી અને ઉદ્યોગનગરી; ડાકોર એટલે ગુજરાતની કૃષ્ણનગરી; વડોદરા એટલે ગુજરાતનું પ્રાચીન કાવ્યતીર્થ; એમ નડીયાદ એટલે ગુજરાતનું અર્વાચીન સાહિત્યતીર્થ. કોઈ એવડી એક નગરીમાં એટએટલા સાહિત્યકારો આ યુગમાં જન્મ્યા જાણ્યા નથી.

નડિયાદમાં નવ સરોવરો છે; અમદાવાદ કે ભરૂચને યે એટએટલાં સરોવરો નથી. રસસાગરનાં અવિરામ હેલિયાં

ઉછાળતા રસજળભર્યાં સાહિત્યસર્જકોનાં નડિયાદમાં બે નવનવ સરોવરો છે.

મણિલાલ, બાળાશંકર, ઝવેરીલાલ, દોલતરામ, છગનલાલ, મનસુખરામ, ગોવર્ધનરામ, ફૂલચંદભાઇ ને પૃથુ શુક્લ; એ નામાવલિ ઉચ્ચરતાં જ, ગાન્ધર્વનગરીઓ સમી, ન્હાનીમોટી કંઈ કંઇ સાહિત્યનગરીઓ મનોદૃષ્ટિ સન્મુખ ખડી થાય છે.

સનાતન આર્યત્વના ઉંડા પાયા માંડી ઉપર નવસંસારના મ્હેલ રચવા એ આપણા ભારતીય સંસારશાસ્ત્રના કલ્યાણમાર્ગનું ને ઉદ્ધારતીર્થનું પરમ સૂત્ર. ગુર્જર દેશે એ આપણું કલ્યાણસૂત્ર નવયુગના ઋષિ સમા કો પુરૂષવરે કવનમાં અને જીવનમાં પાળ્યું હોય તો તે દલપતરામે; ને ગુર્જર કુંજોમાંના ઋષિઆશ્રમ સમા કો કુંજગ્રામે પાળ્યું હોય તો તે નડિયાદના મહારથીઓએ. મણિલાલના ગુલાબસિંહ ને ગોવર્ધનરામના સરસ્વતીચંદ્ર જેવી આર્યત્વનિર્ઝરતી નવલકથાઓ આપણે ત્યહાં લખાશે ત્યારે વાંચીશું. કલ્યાણગ્રામની કલ્યાણસંસ્થાની ભાવનાનાં સ્વપ્નાં પણ અન્ય નગરોમાં હજી પડયાં નથી. ‘ સુદર્શન ’ માસિક નડિયાદમાંથી નીકળતું; ને સુદર્શન એટલે આર્યત્વનો કિલ્લો. Moneism Mesmerism Imitation of Shanker અદ્વૈતવાદના એવા ગાંડીવટંકાર ત્યહારે નડિયાદમાંથી ગાજતા. કલાપીએ નિજના રસગુરૂ નડિયાદમાંથી શોધી લીધા હતા. રા. આનંદશંકરથી માંડીને ત્યહારનો ગુજરાતનો નવયુવકવર્ગ અહીંના રસદેવોનાં દર્શને આવતો, અહીંની મંત્રઘોષણા ઝીલતો, અહીંની

આરતીમાં પોતાની દીવેટ પૂરી જતો. બીજાં માસિકો સુદર્શનનાં પ્રતિસ્પર્ધી હતાં; પણ ગુજરાતભરમાં તો કૃષ્ણ-તીર્થના આ પાડોશમાંથી પ્રકટતા શ્રી કૃષ્ણદેવના પરમ આયુધ 'સુદર્શન' ની જ આણ પ્રવર્તતી.

મણિલાલ, મનઃસુખરામ ને ગોવર્ધનરામ એટલે નિજ યુગના આર્યત્વના યોધરાજો. આર્યત્વના યોદ્ધા થવે એમને ગુણજ્ઞ ગુંજરાતે ગુણપૂજાથી વધાવ્યા છે, તેમ વિરોધીઓએ નિંદાથી ઓછા વગોવ્યા નથી. વર્ષોનાં વર્ષો સૂધી એક બિભત્સ કર્દમખેલના Propaganda સરિખડો ભદ્રંભદ્ર લખાતો અને છપાતો. ને ત્ય્હારનાં અને આજનાં જગતથી અજાણ્યું નથી કે પ્રસન્નમનશંકર, કુશલવપુશંકર ને વલ્લભરામ એટલે કોણ ?

કાળજૂના આર્યત્વમાં હસવા જેવું હોય એમાં આશ્ચર્ય શાં ? પણ હજી તો એક સૈકો યે નથી વીત્યો એવી નવી-નતામાં હસવા જેવું ગુર્જર સંસારે શું ઓછું દીઠું છે ? એમની કલબોનાં, પ્રદર્શનોનાં, અને વંદાવધથી યે હલકી કૂથલીઓનાં નવભદ્રંભદ્ર કોઇ ભરવા બેસે તો પાંચ નવા ભદ્રંભદ્ર ન ભરાય ? ને નાટક કંપનીઓએ નથી ભર્યાં ?

નડિયાદવાસીઓ ! એ ખરૂં છે કે એ મહારથીઓ આજે ત્હમારી કુંજે નથી. છતાં બાણભટ્ટને ગુજરાતીમાં ઉતારનાર છગનલાલભાઇ છે. કાદમ્બરીનો વસ્તુઘૂંચવણી સમો વાર્તાદોરો સીધો ઉકેલી, કાદમ્બરી, સાવિત્રી, અનુ-સૂયા, શુકદેવજીની આર્યરસવન્તી નાટકાવલિ રચનાર કૂલચંદભાઇ હજી નડિયાદના ચોકમાં પોતાનાં કથાગીત

ગજાવે છે. શ્રી મગનભાઈ ચતુરભાઇ ઉપનિષદોના અનુવ
દમાં ગૂંથાએલા છે. સાહિત્યદેશમાં મ્હને સહુ નવીન ક
છે; એ નવીનથી યે નવીનતર પ્હેલમ્હોરન્તા આંબલિ
સરિખડા, આશાભર્યો, કોડભર્યો, રસભર્યો પૃથુ શુક્લ સ
સાહિત્યકુમાર ત્હમારે ટીંબે છે. પ્હેલી હારમાં મનાતા ક
કંઇને હરાવે એવા સાહિત્યયોધરાજો હજી નડિયાદ
વિરાજે છે.

નડિયાદ એટલે આપણું નવયુગનું સાહિંત્યતીર્થ. પા
પ્રાચીન યુગમાં યે આ ગુણમહિમા ઓછો ન હતો.

ખેડામાં રત્નો ભાવસાર મહિના ગાતો. એક પ્રેમાન
બાદ કરતાં એ ભાવસારના જેવી કવિતા પ્રાચીન કે અવ
ચીન કાવ્યદેશે કેટલીક છે? સંદેશરમાં પ્રીતમ વેદા-
ગાતો ને મણિલાલને માટે કેડી કોરતો. સિંહજના ચોરા
રખીદાસનો મહેમાન શામળ ભટ્ટ સાંચાતુરીની ને પ
દુ:ખભંજક શકવર્તી વીર વિક્રમદેવની કથાઓ રચતે
ચાંદોદકરનાળીથી દયારામભાઇ ડાકોરજીમાં ગુરૂ શોધ
આવ્યા હતા. ડાકોરજી ને વડતાળના ગોમતીઘાટે હ
ભક્તિની દીલડોલાવન્તી ગરબીઓ ટહુકારાતી. વડતાલ
તો ૧૯મી સદીના છેલ્લા પંદર વર્ષોના ઝાઝેરાક મા
દલપતરામે પણ હરિલાલમૃતનો ધર્મગ્રંથ રચવામાં ગાળ્ય
હતા; ને વડતાલના તળાવતીરને વડલે હું યે આમલી
પીપલી મૂખીસંતાનો સંગાથે ખૂબ ખેલ્યો છું. ગળત
શ્વરના સિદ્ધરાજપ્રાચીન મેળામાં મહીને આરે સા
ચડોતર ટોળે મળતું. ભક્તોના મોરલીનાદથી ને કવિજન

કોકિલવાણુથી ચડોતરનાં આંબાવાડિયાં ટહુકતાં જ આવ્યાં છે. ચડોતરની ભાગ્યે જ કો અમરાઇ હશે જે કવિકોકિલસૂની કે ભક્તમયૂરવિહોણી હશે.

અને એકલા સાહિત્યક્ષેત્રમાં કે ભક્તિમાર્ગમાં જ ચડોતર અગ્રણી નથી. ગુજરાત, કાઠિયાવાડ, કચ્છની રાજમંત્રણાઓ પણ ઘણીઘણી ચડોતરને પૂછાઇને ઘડાઇ છે. મણિભાઈ જશભાઇએ કચ્છવડોદરાના મંત્રીપદેથી કચ્છનરેશમાં, ને વડોદરાનરેશમાં રાજમંત્રણાના કંઈ કંઈ સદુપદેશ મૂકયા છે. હરિદાસભાઇને ને હરિદાસભાઇના પરિવારને વઢવાણુ, ભાવનગર, જૂનાગઢ આજ આટઆટલે વર્ષે યે સંભારે છે. ઝવેરીલાલ યાજ્ઞિકે સર ફીરોઝશાહની સંગાથે આપણી મુંબઇ ઈલાકાની કૌંસિલના પાયા પૂર્યા. દોલતરામે ચડોતરનો સીમાદેશ—દીપડાવાસી સીમાદેશ સાચવ્યો. રણછોડભાઈ ઉદયરામ સાહિત્ય ખેડતાં ખેડતાં કચ્છના રાજધુરન્ધર થયા. મનઃસુખરામભાઇનો ચાયના બાગનો બંગલો બોલવા માંડે તો ભાવનગરની, જૂનાગઢની, કચ્છની કંઈ કંઇ રાજમંત્રણાઓ, અટપટા રાજપ્રસંગો, ને કપરી રાજઘૂંચવણોની ઇતિહાસકથનીઓની વહી વાંચે. કલાપીને રાજ્ય છોડી સંન્યાસ લેવાના અભિલાષ જાગતા ત્ય્હારે ત્ય્હારે મંત્રણાર્થે નડિયાદ ભણી નિહાળતા. આજના આપણા પ્રમુખ શ્રી છગનલાલભાઈ ઇતિહાસરેખા આંકે તો ગિરનારની તલેટીમાંની કંઈક રાજમંત્રીઓની ઉથલપાથલોની વાતો એમની અનુભવલેખિની આલેખે. દરબાર શ્રી ગોપાળદાસ ને રાણી શ્રી ભક્તિલક્ષ્મીના રાજસંન્યાસ તો આજના યે ચડોતરને અજવાળી રહ્યા છે.

એવો છે ચરોતરનો ગુણભંડાર.

ચરોતરની વનશ્રી તો આજે યે આંખ ઠારે છે. ચરોતરની સાહિત્યલક્ષ્મી આજે યે મ્હોરેલી છે. ચરોતરની ઘટાઓમાં ભક્તમયૂરોએ કેકાવલી ટહુકારેલી છે. ચરોતરની કુંજોમાંથી રાજમંત્રીઓએ મંત્રીપદને સોહાવ્યાં છે. ચરોતરની વનવિભૂતિ સમો ચરોતરનો ગુણભંડાર પણ સંસારસોહામણો છે.

એ ચરોતરની પાટનગરી સમું આ નડિયાદ.

ને નડિયાદ એટલે નવયુગના ગુજરાતનું સાહિત્યતીર્થ. એ સાહિત્યતીર્થે ન્હોતરી નડિયાદવાસીઓ! અમને આજે સન્માનો છો એને માટે આભારી છીએ. મ્હેં તો ના લખી હતી કે ઉત્સવ બીજી-ત્રીજી એપ્રિલે ઉજવાઇ ગયો છે, હવે વળી શા માટે! પણ ફૂલચંદભાઈ દાદુભાઈ ને ચંદ્રશંકરના આગ્રહ છંડાયા નહિ, ને અમે આજ ત્હમારા સાહિત્યતીર્થમાં આવી ઉભાં છીએ.

વિ. સં. ૧૯૮૩ના ચૈત્રી પડવા પહેલાં, આજથી એક માસ પૂર્વે આપે મ્હારી પાસે સર્ટીફીકેટ—ગુણપત્ર જોવા માગ્યું હોત તો એકાદું યે ભાગ્યે નીકળત. મ્હારા ગ્રન્થો છપાયા પહેલાં મિત્રોના અભિપ્રાય લેતો-છપાયા પછી આ પચીશ વર્ષમાં મ્હેં કદી યે મ્હારૂં કોઈ પુસ્તક કોઈ વ્યક્તિને કે છાપાને કે માસિકને અભિપ્રાયાર્થે મોકલ્યું નથી. ચાલતા ચૈત્ર માસમાં આ ઉતરતી વસન્તે ગુજરાતની ને મહાગુજરાતની પ્રધાન નગરીઓએ ગુણપત્રોથી મ્હને જાણે વધાવી લીધો છે. કરાંચી, જયપુર, દિલ્હી, મદ્રાસ

ને અન્ય નગરેથી તાર ને કવિતા વરસ્યાં છે. એક મોરલો બોલે ને મોરલાના સામસામા ટહુકાર ગગન ભેદીને ગાજે એમ જાણે કવિબંધુઓની સુમધુર કેકાવલિઓ ગુજરાત ભરી ગાજી ઉઠી છે. એમના શા શા આભાર માનીએ? કવિતા એટલે હૃદયોર્મિનો સ્વયંભૂ ફૂવારો. આટઆટલી હૃદયની ફૂવારાધારાઓથી વધાવે ત્હેમનાં હૃદયઋણ ફેડવાં તો કપરાં જ પડે ને?

ત્હેમાં યે નડિયાદનું આજનું ગુણપત્ર કાંઇક ઓર જ મંજરી ઉમેરે છે.

ડાકોરજીમાં આવી સભા હતી. ત્ય્હાં મ્હેં કહ્યું હતું કે ડાકોરજી ગુજરાતનું પરમ કૃષ્ણતીર્થ છે. અભિનંદન ને આશીર્વાદ વચ્ચે ભેદ છે. એવો રસભેદ અન્ય નગરીઓના આવા ઉત્સવ ને શ્રી ડાકોરવાસીઓના આ ઉત્સવ વચ્ચે છે. અન્ય નગરીઓના અભિનંદન છેઃ તીર્થવાસીઓના આશીર્વાદ હોય.

નડિઆદ એટલે નવયુગનું સાહિત્યતીર્થ. નવયુગના આ સાહિત્યતીર્થમાંથી પણ ગુર્જરીના સાહિત્યસંતાનને અભિનંદન નહિ—આશીર્વાદ હોય. આપને આંગણે અમને સન્જોડે આમંત્રી આપે અમને રૌપ્ય સ્મારકો આપેલાં છે, એ આપનાં સાહિત્યતીર્થનાં અભિનંદનચિહ્નો કરતાં આશિર્વાદચિહ્નો છે. આપે આપેલાં એ સ્મારકો મ્હને નિરંતર કહ્યાં જ કરશે કે 'જીવે ને જાગે ત્ય્હાં સૂધી નડિઆદે લખ્યું છે એવું ને એથી અધિકું લખજે'; અને સૌ. આણંદલક્ષ્મીને પણ નિરંતર કહેશે કે 'બંને યે ઘણું જીવજોઃ

ને જીવો ને જાગો ત્ય્હાં સૂધી આ અમદીધી સૌભાગ્ય-વિધાનની રસસામગ્રીથી ત્હમારા અખંડ સૌભાગ્યને શણુગારજો ! '

આજનાં આપનાં સ્મારકચિહ્નોની મૂક ધ્વનિવાણુ પણ આપનું સૌજન્ય, રસિકતા, કવિતા, આર્યત્વ–સરસ્વતી-ચંદ્રમાંના સર્વોત્તમ ગુણોનું સ્મરણ કરાવે છેઃ ને કહે છે કે નડિયાદની કવિતા Evaporate--ઉડી ગઈ નથીઃ ફૂલ-માંડવે સીંચાતા જળની પેઠે અંતરમાં ઉતરી ફૂલડે પ્રફુલ્લવી છે.

કોઈ પણ મહાપ્રજાની પ્રેરણાનાં પાણી એના પ્રાચીન ઇતિહાસમાં છે. ઇતિહાસયશસ્વિની પ્રાચીનતાને ઉવેખે છે તે પ્રેરણાને ઉવેખે છે.

કોઈ પણ મહાપ્રજાની આશાનાં તીર્થ એનાં ભવિષ્યને આરે છે. જે ભાવિને નિહાળતો નથી તે આશાને ઉચ્છેદે છે.

ગુજરાત ! ત્હારાં યે પ્રેરણાનાં સરોવર ત્હારા ઇતિ-હાસમાં છે; ત્હારાં આશાપુરીનાં તીર્થ, ચડોતરની કુંજઘટાઓ સમોવડી, ભાવિની ગહન કુંજઘટાઓને આરે છે.

ગુજરાત ! એ પ્રેરણા પી, ને આત્મવંતું થા. એ આશાની દેવપાંખે વિરાજી આસ્માનના ગુંબજ ઘૂમી વળ.

ને વિશુદ્ધ, પવિત્ર, પાવનકારી, ત્હારા આત્માનો શબ્દ સંસારને સંભળાવ.

મથુરા સમેટી શ્રી કૃષ્ણચંદ્ર દ્વારિકા આવ્યા, ને દ્વારિકાથી ચડોતરમાં પધાર્યાનો ઇતિહાસ છે.

છતાં આજે ગુજરાતની ને ચડોતરની વનકુંજો વિર-

હિણી ગોપીકા સમી ભવાટવીમાં ભૂલાં પડેલાંની ચરણા-
વલિથી ગાજે છે કે

વનમાં ભૂલી પડી રે
કે પેલો ક્યહાં ગયો કાનૂડો ?

ચડોતરનું વ્રજ, ગુજરાતનું વ્રજ, સારા જગતનું વ્રજ નિજના કહાનને શોધે છે ને વાંછે છે. ગુજરાતની વનકુંજોમાં યે એ પડઘો ગાજે છે. ગુજરાતની કુંજે કુંજે છે રાધા ને ક્હાન.

ચડોતરનાં રસવંતાઓ ! ગુજરાત એટલે વનકુંજોનો દેશ.

ગુર્જરી કુંજો

અહો ! અદ્ભુત ને રસસુંદર શી
અમ દેશની કુંજઘટાઓ ?
મદમાતી કૂજે જ્યંહિ કોયલડી,
જ્યંહિ આમ્રવનોની છટાઓ;
ઝરથૂસ્ત્રની અગ્નિશિખા જ્યહાં જલે,
જ્યંહિ સૂરજવંશી નિકુંજો;
ગિરિગહ્વર શી ગુણગંભીર એ
ઘનઘેરી ગુર્જરી કુંજો.

સૂરતની

# સુકુમારતા ને ભવ્યતાની ઝાંખી

( રવિવાર, તા. ૧૯ મી જૂન ૧૯૨૭ ને દિને નગીનચંદ્ર હોલમાં અર્પાયેલા માનપત્રના ઉત્તરરૂપ ભાષણ. )

મળજો જતી–સતી રે કોઇ સાહેબને દરબાર.

( જૂના ભજનનું ચરણ )

ધીંગા, ધોરી, ભારખમા,
સદ્ધર્મ તણા શણગાર;
પુણ્યપાપના પરખન્દા,
કાંઇ બ્રહ્મજલે ઘૂમનાર:
મળજો જતી–સતી રે કોઇ માલિકને દરબાર.
આંખડલી અનભેમાં રમતી,
ઉછળે ઉરનાં પૂર;
સત્ ચિત્ આનન્દે ખેલન્દા,
ધર્મધુરન્ધર શૂર:
મળજો જતી–સતી રે કોઇ અહાલેકને દરબાર.

**સૂરતની રસનગરીનાં રસરસીલાંઓ !**

સકલ જનતા શોધે છે એને, સંજીવન મણિ સમોવડા

એવા જગત્‌જગાડણહારને. ક્‌હ્‌હારેક ક્‌હ્‌હારેક લાધે છે—યુગને પલટે પલટે એવા અવધૂત. એ મહિમાવન્તાઓ, પ્રાતઃદેવતા સમા, સનાતન ધર્મોના સદ્‌બોધથી જનતાને સજીવન કરે છે; કોઈક ગોકુલચન્દ્ર સમાન બંસરીના સુકુમાર સુરથી, કોઈક કુરુક્ષેત્રવિધાતા સમાન શંખનાદના ભવ્ય શબ્દથી.

. સૌન્દર્યનાં તેમ જ કલાધીશની કલાનાં યે એવાં બે પ્રધાન સ્વરૂપો છેઃ એક સરિતાં સરિખડું સુકુમાર, બીજું સાગર સરિખડું ભવ્ય.

બન્નેયના એવા કંઇક ધીરા–ઘેરા ભણકારા અંહી સંભળાય છે. સૂરતની રસકોડીલી જનતા ! કાન દઇને એ સાંભળજે.

દેવદરબારે જેમ પ્રહરપ્રહરે ચોઘડિયાં વાગે છે એમ યુગપલટાના ઉત્થાનઅવસરે એવાં ન્હાનાંમ્હોટાં જગત્‌દુંદુભી બોલે છે ને જનતાનાં ચેતન જગાડે છે કે ‘ ઉઠો, નવો દિવસ ઉગે છે. ’ એવા જનતાને જગાડતા યુગના યુગધર્મો પ્રબોધતા કવિવરો જ યુગદૃષ્ટા કહેવાશે.

આપણા ગુર્જર દેશે નવયુગનાં પ્રભાત પડયાં ત્ય્હારે પ્રજાદેહનાં બે ચક્ષુરત્નના જેવા બે નરરત્ન જન્મ્યા; એક સોરઠને સીમાડે, બીજા તપતીને તીરે. બન્ને ય યુગદૃષ્ટા હતા. બે હાથની પેઠે ભિન્નભિન્ન દિશામાંથી આવી એમણે એક તાળી પાડી ને દેશને જગાડયો. સુમધુર બંસરીની પેઠે મીઠડા સભારંજની સુરથી દેશહિતના યુગધર્મ દલપતે સદ્‌બોધ્યા. ભવ્ય રણતૂરની પેઠે પણ કંઇક કર્ણકર્કશ વીરહાકલથી યુગધર્મ નર્મદે ઉચ્ચાર્યા. ઉભયે દેશકલ્યાણની વાત ગાઇ–પણ જૂદા જૂદા સુરથી.

નર્મકવિતાને પહેલે જ પાને નર્મદ લખે છે કે "આ કવિતા મ્હેં સને ૧૮૫૫ ના અકટોબરની તા. ૨૯ મીએ બુદ્ધિવર્ધક સભામાં વાંચી હતી. એ જોડી ત્હારે દોહરો કેમ કરવો તે હું જાણતો ન્હોતો. કવિ શામળભટની કવિતા × × વાંચેલી તે ધુન પ્રમાણે અને કંઇ દલપતરામનું ને કંઈ મનમોહનદાસનું જોઈ જોઈ દોહરા ચોપાઇ કર્યા હતા."

આમ ૧૮૫૫ની આખરમાં નર્મદે કવિતાની પાટી ઉપર પ્હેલાં ચિત્રામણ ચીતર્યાં.

૧૮૪૮થી દલપતે ને ૧૮૫૬થી નર્મદે આપણા ગુર્જર સાહિત્યની દિશા જ પલટાવી નાંખી. ગુર્જર કવિતાનો એમણે વિષયપલટો કીધો, કવિતાના દેહનો એમણે છન્દપલટો કીધો. ને વિષય તેમ જ વસ્ત્રથી નવકવિતાને જૂની કવિતાથી જૂદી પાડી.

બન્નેના સુર નિરનિરાળા હતા; છતાં બન્નેનાં સામ્ય અતિશય હતાં.

બન્નેએ સંસારસુધારો ગાયો. બન્નેએ દેશહિતની કવિતા ગુર્જર જનતાને સંભળાવી. બન્નેએ ઋતુસંહાર લખ્યા. એકે હુન્નરખાનની ચ્હડાઇ, વેનચરિત્ર, સંસ્થાનસુધારો કહ્યા. બીજાએ વિધવાનાં દુઃખો, હિન્દુઓની પડતી, વજેશંગ–ચન્દબા, રણતુર શી લાવણીઓ લલકારી. બન્નેએ સંસ્કૃત છન્દોના શણગાર ગુર્જર વાગીશ્વરીને ધરાવ્યા. આમ સાહિત્યના આત્મા અને દેહ બદલાયા.

ગુર્જર સાહિત્યના આત્મા ને દેહ પલટાવનાર એ બન્ને ય મહાપુરુષો હતા.

પ્રજાદેહનાં બે ચક્ષુની પેઠે ઉભયે દેશહિતનાં એક જ કલ્યાણપ્રશ્ન ઉકેલ્યા, પણ ભિન્નભિન્ન દૃષ્ટિકોણથી. ગુર્જર-કુંજોમાં નવયુગ ઉગતો ત્યહારે એ બન્ને યુગદૃષ્ટાઓએ ગુર્જર જનતાને કહ્યું: ઉઠો, નવો દિવસ ઉગે છે.

દલપતનર્મદ નરઘાંની જોડ જેવા હતા. મીઠા ને ઘેરા એમના બોલના શબ્દ નિરનિરાળા હતા: પણ ઉભય પ્રજા-કલ્યાણના એક જ મહાસંગીતને સંગાથે તાલ પૂરતા.

સૂરતમાં આવતાં આજ મ્હને પ્હેલાં તો આવા આવા વિચારો સ્ફુરે છે: દલપતનર્મદનો સમન્વય.

બન્ને ય પરસ્પરના Complimentary–અનુપૂર્તિપૂરક હતા. બન્નેયના ગુણોનો સમુચ્ચય એ સમસ્ત ગુર્જર જનતાની આ યુગની યુગદૃષ્ટિ.

બે હાથ મળી એક તાળી પાડે એમ બન્નેએ એકઠી તાળી પાડી ને દેશને જગાડયો. નવયુગના યુગધર્મ એમણે પ્રજાને પ્રથમ પ્રબોધ્યા. દલપતનર્મદનો એ સમન્વય.

લોકસેવા ને ધનની નિસ્પૃહા–દેશફકીરીના એ પ્હેલા ફકીરો. દલપતનર્મદનો એ સમન્વય.

અમારે મન તો આજના ઉત્સવનો પણ એ જ ખરો અર્થ છે: દલપતનર્મદનો સમન્વય.

સૂરતથી અમને ન્હોતરૂં આવ્યું કે આવો, જાહેર સભામાં ઠરાવ કરી પ્રજા બોલાવે છે. ઉત્તરમાં લખ્યું: સૂરતે એક વેળા ઉત્સવ ઉજવ્યો છે, વળી ફરી શાને ?

પ્રત્યુત્તર આવ્યો કે જાહેર સભાનો નિર્ણય છે, પ્રજા પ્રત્યક્ષતા વાંછે છે. પરિણામે આજનો સમારંભ, ને દલપત-નર્મદનો જાણે આ સમન્વય.

ગુજરાત ! દૃષ્ટિ ઢાળીને જો: નર્મદનગરી દલપત-સન્તાનોને આજ સન્માને છે. ત્હારા ઇતિહાસમાં મહાનુભાવિતાનાં દૃષ્ટાન્તદીવડા ઘણા યે ઝળહળે છે. એ દીપમાળામાં આ દીવડો કાંઇ ન્હાનોસૂનો નથી: ઉમેરજે.

જમાનાની આછકલી ક્ષણભંગુર છોળોથી ઘડીક પર રહી રસરસીલું સૂરત આજ રસોત્સવ ઉજવે છે. દલપત ને નર્મદ ! જ્ય્હાં હો ત્ય્હાંથી નિરખજો સૂરતના સંથાગારમાંનો આજનો આ ત્હમારો સમન્વય. જીવનસંગ્રામ ઘૂમી બન્ને યે સૂરતને ઓવારે સંપ્યાજંપ્યા હતા. આજે ફરી વળી દલપત ને નર્મદની સરિતાઓનો અંહી જાણે સંગમ થાય છે.

‘ આભારી છીએ ’ એટલું ઉચ્ચરવું બસ નથી આજ. ગીતાભાખ્યો નિવાતસ્થ દીપક ન જ ડોલે. તોફાનનાં ક્ષણિક વાવાઝોડાં વચ્ચે ઉભેલો દીપક ન ડોલે તો એ દેવપ્રદીપ. સૂરતનું આભારવચન અમારે કાજે બસ નથી આજ: સૂરતનો ધન્યવાદ ઉચ્ચરિયે છીએ.

છેલ્લો હું અંહિ આવ્યો હતો ગયા જૂન માસમાં; આજ બાર માસ થયા. ત્ય્હારે આજના પ્રમુખ શ્રીએ અંહી સભા વચ્ચે કહ્યું હતું કે ‘ કવિશ્રીને સૂરતને માટે પક્ષપાત છે.’ ખરૂં કહું ? મ્હને નથી સ્હમજાતું તે કહું ?

છેલ્લા ચાર પાંચ વર્ષોથી મ્હને નથી સ્હમજાતું કે નર્મદ-નગરીનો દલપતપુત્રને માટે આટઆટલો પક્ષપાત ક્ય્હાંથી?

એ અને આજનો પક્ષપાત તે સૂરતની મહાનુભાવિતાનું દર્શન છે, અમારો એ ગુણમહિમા નથી. ગુર્જર સાહિત્યના ઇતિહાસમાં સૂરતની એ મહાનુભાવિતા અમર અક્ષરે નોંધાઇ છે. દાયકાઓ પછી નવપ્રજા ઉચ્ચરશે કે અહો! ધન્ય છે મહાનુભાવ સૂરતને કે નર્મદનગરીએ દલપત-સન્તાનને ન્હોતરી પાંચપાંચ વર્ષોથી આટઆટલાં સન્માયાં.

યુવકસપ્તાહ હોય તો 'કવિશ્રી! આવજો.' સેવાસંઘ હોય તો 'કવિશ્રી! સન્દેશ પાઠવજો.' પ્રદર્શન હોય તો 'કવિશ્રી! પધારજો.' જૈનોની સાહિત્યપરિષદ હોય તો 'કવિશ્રી! અમારા સાહિત્યસત્રનું પ્રધાનપદ લ્યો.' નર્મદની છબિ ખુલ્લી મૂકવી હોય ને સમસ્ત સૂરત એમનું શ્રાદ્ધ સરાવતું હોય તો 'કવિશ્રી! નગીનચંદ્રજીનો નગર-ચોક નિમન્ત્રે છે; આવો ને નર્મદનું શ્રાદ્ધ સારો.' સંભારી જોશો? છેલ્લાં પાંચેક વર્ષમાં કવિને કેટકેટલી વાર આપે ન્હોતર્યો છે! આ ત્હમારા નગરમંડપમાં કેટકેટલી વાર સન્માન્યો છે? સૂરતની જનતા આજ પહેલ્લી જ વાર પુષ્પમાળા પ્હેરાવતી નથી. ગુજરાત આશ્ચર્યઆંખડીએ નિરખે છે, ઇતિહાસ આશ્ચર્યઆંખડીએ નોંધે છે કે દલપત-સન્તાનને કાજે નર્મદનગરીનો આટઆટલો પક્ષપાત ક્યાંથી?

એક જ ઉત્તર મને તો સૂઝે છે: કાકાનો નિર્વંશ જાય તો ભત્રીજો વારસ થાય; કાકાની રિદ્ધિસમૃદ્ધિનો તેમ જ ઋણનો.

સૂરતનાં સજ્જનો ને સન્નારીઓ ! નર્મદની સાહિત્ય-લક્ષ્મી કાંઇકે વારસામાં પામ્યો છું; નર્મદનું સાહિત્યઋણ કાંઇકે વાળવાને મથું છું; એટલી સાક્ષી તો આપના પાંચ વર્ષના અનુભવો પૂરતા જ હશે.

જનતાની હોય છે એમ કલા ને કવિતાની ય તે સુકુમારતા ને ભવ્યતા, ઢાલની બે બાજૂઓ જેવી, સૌન્દર્યની બે બાજૂઓ છે. છતાં કેટલાક કલાધીશોએ જીવનભર ઢાલની એક-એક જ બાજૂ દીઠેલી હોય છે.

દયારામની ગરબીઓ એટલે ગુજરાતની મધુરપ. અને પ્રેમાનન્દ એટલે ભવ્યતા તો નહિ, છતાં દયારામથી નિરાળો ને ઘેરો ભવ્યતાનો સીમાદેશ. સૂરતે તો એ બન્નેયને ઝીલ્યા છે. દયારામની ગરબીઓ સૂરતના સ્ત્રીવર્ગમાં ઝીલાઈ છે. વડોદરેથી નન્દરબાર જતાંઆવતાં પ્રેમાનન્દે પણ સૂરતના ચોકમાં અનેક વેળા માણ ગજાવી છે.

ફરી વળી એક વેળા એવા નિરનિરાળા સુરની કવિબેલડીને સૂરતે આ નવયુગના પ્રભાતે સાંભળી હતી.

૧૮૫૨માં અંડ્રૂઝ લાયબ્રેરીમાં સૂરતે હુન્નરખાનની ચ્હડાઈ સાંભળી ને સત્કારી હતીઃ ને ૧૮૫૬ પછી નર્મદને યે સન્માયા હતા. પ્રાચીન યુગમાં દયારામપ્રેમાનન્દને તેમ નવીન યુગમાં દલપતનર્મદને સૂરતે બહુમાન્યા હતા. નર્મકવિતાની પ્રસ્તાવનામાં તો સ્થિરબુદ્ધિ મહાજનની વિવેકતુલા સમી નવલરામભાઈની તુલા ઠરેલી હતી, ને બોલી કે એ તો સર્વાનુમતે ક્યારનું યે સિદ્ધ થયું છે કે આ જમાનાના કવિ તો બે જઃ દલપતરામ ને નર્મદાશંકર.

૧૮૪૮ થી ૧૮૮૬ સૂધીનો નવલરામભાઇનો એ સરવાળો

કોઇ એને દલપતયુગ કહે છે, કોઇ એને નર્મદયુગ કહે છે; એ બન્ને ભાખનારા એકદેશીયતાની ભૂલ કરે છે. હું તો એને દલપતનર્મદયુગ કહું છું, ને ત્ય્હાં યે દલપંત-નર્મદનો સમન્વય નિરખું છું.

.નર્મદનાં સ્વપ્નાં યે ભવ્ય હતાં. આપણા નવયુગના કોઇ નવકવિને હજી નથી આવ્યું એવું નર્મદને મહાકાવ્યનું સ્વપ્નું આંવ્યું હતું. ઇડરનાં વનમાં થઇને મેવાડની ટેકરીઓમાં યાત્રાનાં યે નર્મદને સ્વપ્નાં હતાં. એ યાત્રાનાં ને એ કાવ્યનાં સ્વપ્ન સાચાં પડયાં હોત તો ગુજરાતને કંઈકિ ખરેખર ભવ્ય મળત. ગુજરાત એટલું ગરીબ રહ્યું.

ગુર્જર સાહિત્યદેશે ઇંગ્રેજીસાહિત્યની અસર—ગદ્યમાં તેમ જ પદ્યમાં—નર્મદથી મંડાણી. નર્મદની મહાકાવ્યની ભાવના રા. દોલતરામના જેવી સંસ્કૃતપોષી ન હતી, ઇંગ્રેજીપોષી હતી. વજેશંગચન્દબા ને એના જોટાનાં પગરણ ઇંગ્રેજીઅનુકમ્પાળાં હતાં. મહાકાવ્યની સંગાથે મહાછન્દની યે ભાવના નર્મદને ઇંગ્રેજીમાંથી મળી. છતાં શબ્દ શબ્દમંડળ ભાવ કલ્પનાના હીરલા ઇંગ્રેજીમાંથી લઈ પરભારા ગુજરાતીને સાળુડે નર્મદે નથી ચ્હોડયાં. નર્મદ એવા નકલિયા સાક્ષર વર્ગથી પર હતો. નર્મદ જેટલો યે વીરરસ કે દેશહિતની છણછણતી દાઝ આજના કો કવિ દાખવશે ત્ય્હારે દેખીશું.

ગુજરાતને એક પડખે સાગર છે; ગુજરાતને બીજે પડખે છે વનકુંજો. આપણા સાહિત્યે સાગરની ભવ્યતા

હજી નથી ઝીલી, વનકુંજોનાં આંબા ને કોયલની સુકુમારતા ઝીલી છે. નર્મદનો વીરરસ ઉગ્યો, સહજ પ્રકાશ્યો, ને આથમી ગયો. દયારામનાં જીવનપડ ઉકેલનારના જીવનપટમાં શૃંગાર રસના પાકા રંગ પડયા હતા. પછી વીર રસે દેશકલ્યાણની દાઝનું રૂપ લીધું. દલપતનર્મદની કવિતાની ભાવના એ હતી કે કવિતા એટલે દેશોદ્ધારનું–લોકકલ્યાણનું પરમ સાધન. દલપતનર્મદનો એ સમન્વય.

ત્ય્હારે નર્મદની ભાષામાં એટલી ક્લિષ્ટતા ક્ય્હાંથી ? એ તો હતા નવયુગના યુગધર્મ શીખતી ને નવભાવ ઉચ્ચરતી કવિતામુગ્ધાના અર્ધઉચ્ચર્યા રસબોલડા. નવયુગના સૌ નવસર્જકોને નવભાષા ઘડવી જ પડે છે. પુરાણીઓ કે વૈયાકરણીઓ પોકાર પાડતા જ રહેશે ને એ નવસૃજન સરજાયાં જ જશે. જૂના શબ્દોનો શબ્દકોષ રચાતો, તેમ જ નર્મદ નવભાષા યે ઘડતા.

દલપતનર્મદના સમયથી કવિતાના વિષય બદલાયા, છન્દ બદલાયા, ભાવ બદલાયા, કહેવાની પ્રથા બદલાઈ. દલપતનર્મદયુગથી સાહિત્યનો યુગપલટો થયો.

નર્મદની કવિતા હલેતી નવયૌવના સમી હતી; દલપતની કવિતા પ્રૌઢા ને ધીરગમ્ભીરા જેવી હતી.

નર્મદની કવિતા એટલે દર્દના ઉછાળા. નર્મદનું ઋતુવર્ણન માત્ર નહિં; હિન્દુઓની પડતી, સૂરતના ઇતિહાસદર્શનના રોળાછન્દ–એ સહુમાં નર્મદના દર્દના ઉછાળા છલકાય છે.

એ દર્દ શું હતું ? એ હતી આત્માની એક કો

અણુતર્પી તરસ. ઝાંઝવાંનાં નીરને આરે બેઠેલા તરસ્યા વિહંગરાજની પાંખના ફડફડાટ જેવો નર્મદનો આત્મા જીવનનાં જલને કાજે તડફડતો.

ઇતિહાસ ને નર્મદ ભાખે છે કે સૂરત ગુજરાતનું દુઃખિયું શહેર છે. સૂરતે ખમ્યા છે એટએટલા ગેબના ગેરબન્ધ ગુજરાતની કોઇક જ નગરીએ ખમ્યા છે, અને ખમ્યા છતાં સંજીવન રહી છે. પાટણનાં દેહ ને આત્મા નાશ પામ્યાં જેવાં છે. સૂરતનો આત્મા હજી સજીવન છે. શિવાજી મહારાજની બે બે લૂંટનાં પ્રલય સૂરત ઉપર ફરી વળ્યાઃ સૂરત હજી સમૃદ્ધિશાળી છે. બે બે દાવાનળની ઝાળ સૂરતને ઘેરી પડીઃ સૂરત હજી સોહામણું છે. બે બે પ્રસંગે જલકોપના જુવાળ સૂરતની શેરીઓમાં ઉછળી ગયાઃ સૂરત હજી વણડૂબ્યું--તરતું છે. ૧૯૦૭નું સ્મરણકંપાવતું સંવત્સરઃ સૂરતને માથે જાણે મહેન્દ્રનું વજ્ર પડી ગયું. બંગાળાના ભાગલા સાંધતાં ભારતના ભાગલા પડયા. સૂરત જાણે ઇતિહાસનું અેારમાયું બાલક ન હોય એમ ઘડીક આભાસ ભાસે છે. ધૂપછાંવના ખેલ સૂરતે બહુ બહુ દીઠા છે.

નર્મદ સૂરતનું સન્તાન હતોઃ એણે યે તડકીછાંયડી ઓછી દીઠી નથી.

પણ નર્મદનો આત્મા એથી લેશે ન્હોતો ઝંખવાયો. નર્મદની કવિતામાં તો સદા વીર પુરુષના વીરત્વની વીર-હાકલ ગાજતી. નર્મદના વિચારપલટા પછી યે નર્મદ ગુજરાતનો વીર પુરુષ હતો.

યુગયુગના રંગ હોય છે. અત્યહારના યુગને

Wisdom નથી રૂચતું. Today in the national life wisdom is not at premium, not even at par: it is at discount. નીડરતાને નામે નફ્ફટાઇ ને Libertyને નામે License આજ વધારે મ્હાલે છે. આર્યસાહિત્યનો ધીરોદાત્ત નાયક આજનો નાયક નથી. લોલક પાછું ઠામ આવશે–ને આવતું જાય છે–ત્ય્હારે પાછું Wisdomનું પ્રજાજીવનમાં સ્થાન, ગ્રીક ફિલસુફોએ સ્હમજાવ્યું છે એવું, સ્હમજાશે. 'ધીંગા, ધોરી, ભારખમા, સદ્ધર્મ તણા શણુગાર' જ્ય્હારે સંસારનેતા પાછા થશે ત્ય્હારે આજનો ડોલતા ડુંગર સમો સંસાર ઠરીને ઠામ બેસશે. આજે તો ડુંગર ડોલે છે, ઝાડીઓ ડોલે છે, પાંદડાં યે ડોલે છે. સંસારસાગર હિલોળે ચડયો છે. ધરતીકંપની યે ક્ય્હારેક તો ઘડીકની સાર્થક્તા છે જ. પણ આજના એ સંસારહિન્ડોળ ભરતીના છે કે ઓટના? ઘડાતા ઇતિહાસના અભ્યાસીઓ અત્ય્હારે તો ઘેરે, ચિન્તનગંભીર પણ આશાભર્યાં, નયને સંસારપારાવારને વિલોકી રહ્યા છે.

૧૮૪૮ થી ગુજરાતે નવયુગ બેઠો. ૧૮૫૨માં ભરૂચમાં મીલ મંડાઈ, ૧૮૫૭માં નવવિદ્યાની વિદ્યાપીઠ મુંબઇ નગરીમાં સ્થપાઇ. એ જ વર્ષોમાં રેલ્વે ને તાર ને ટપાલ આવ્યાં. સૂરત મુંબઇની પડોશમાં, એટલે મુંબઇથી આવતો નવપ્રકાશ સૂરતે વ્હેલો ઝીલ્યો. ગુજરાતમાં નવયુગ બેઠો ત્ય્હારે સૂરત એમ અગ્રેસર હતું. સ્ટેશને સ્ટેશને સૂરતનાં નરનાર એ અગ્નિરથનાં વિધાયકો હતાં, ને એ અગ્નિરથમાં બેસી નવપ્રકાશ દેશમાં સંચરતો. પ્રાથમિક કેળવણીમાં યે અગ્રેસર સૂરત હતું. અમદાવાદની ટ્રેનીંગ કોલેજને એ

આચાર્ય સૂરતે દીધા. ત્હમારા ત્રણ નક્શાઃને એ ત્રણ નક્શાઓની યે પચ્ચીશી પૂર્વેના ત્હમારા પાંચ દહાડ્ઓ. ત્ય્હારે હતું એવું આજે સૂરત અગ્રેસર છે ?

ઇતિહાસના અભ્યાસીને સહેજે પ્રશ્ન થાય કે નથી એનું કારણ શું ?

સર ફીરોજશાહે ૧૯૦૭માં બીડું ફેરવ્યુંઃ સૂરતે ઝડપ્યું. ૧૯૨૨ માં ગાંધીજીએ બીડું ફેરવ્યુંઃ બારડોલીએ-સૂરત જીલ્લાએ ઝડપ્યું. એટલું સૂરતનું વીરત્વ. સૂરતનું વીરત્વ નર્મદે સિદ્ધ કીધું; ને તે પછી બે અવસરે સિદ્ધ થવા જતું હતું ત્ય્હાં ગેબે ના પાડી. * વિશ્વસત્ય તો એ છે કે અન્તે તો કાંઈ જ નિષ્ફળ જતું નથી. છતાં હાલ તો એ વીરત્વને ફળ આવ્યાં નથી.

ઇતિહાસના અભ્યાસી પૂછે છે કે એનું કારણ શું ?

મ્હને સૂઝે છે તે કારણ સૂચવું છું: રૂચે-ન રૂચે તો એ ઇતિહાસઉચ્ચરનારનો ગુણદોષ નથી.

જનતા ! જરા ધ્યાન દઇને સાંભળજે.

આજનો પ્રજારોગ એ છે કે Masses ને Classes અળગાં પડી ગયાં છે. પ્રજાના બે પાયનો મેળ મળતો નથીઃ પ્રજા ક્ય્હાંથી પ્રગતિના પન્થ કાપે ?

અને વળી સૂરતના મહાજનોનાં વતન ત્હેમની કર્તવ્યભૂમિકા નથી.

**આત્મારામ ભૂખણની પેઢીઃસૂરતમાં‌હતીઃ દેશદેશાવરમાં**

---

* આ ઉચ્ચારણા પછી બે વર્ષમાં જ સૂરતે સિદ્ધ કીધું છે કે 'અન્તે તો કાંઈ જ નિષ્ફળ જતું નથી.'

એની આડતો ને શાખાઓ હતી. પ્રેમચન્દ રાયચન્દની, ચૂનીલાલ સરૈયાની પ્રધાન પેઢીઓ મુંબઈમાં હતી; સૂરતમાં તો એમની શાખાઓ હતી. નર્મદે મુંબઇનો દરિયો વ્હલોવ્યો. નવલરામભાઈની સાહિત્યપ્રતિષ્ઠા રાજકોટમાં પ્રફુલ્લી. પ્રો. ગજ્જરનો બુદ્ધિવૈભવ વડોદરે કલાભુવનમાં ને મુંબઈની પ્રયોગશાળામાં મ્હોરી ઉઠયો. ઇચ્છારામ દેશાઇએ સૂરતમાં આદર કીધાં ને મુંબઈમાં જમાવ્યાં. સર પુરૂષોત્તમદાસ ને સર ચૂનીલાલ મહેતા છે; પણ સૂરત ત્હેમનું તીર્થ છે, મુંબઇ ત્હેમનું વતન છે. સપૂત પરદેશ ભોગવે: એમ સૂરતના સપૂતોએ પરનગરની વાડીઓને ફલદ્રુપ કીધી છે: વતનની વાડીઓને તો, કતારગામની વાડીઓની પેઠે, ઘર નહિ, આવનજાવનની વિશ્રામવાડીઓ ગણી છે.

પૂછું ? સૂરતની કોલેજમાં આજ સૂરતી પ્રોફેસરો કેટકેટલા છે ?

અમદાવાદના બુદ્ધિધને યથાશક્તિ અમદાવાદને ખીલવ્યું ને મિલોના મિનારાઓથી શણગારી સમૃદ્ધ કીધું: એમ સૂરતનાં બુદ્ધિ ને ધને સૂરતને શણગાર્યું ને સમૃદ્ધ કીધું હોત તો ગોપીપરાનો વૈભવ છે એવી સમસ્ત સૂરતની જાહોજલાલી હોત. નર્મદનાં ‘ સૂરત ! સોનાની મૂરત ’નાં કાવ્યચરણોએ જૂદો જ ઇતિહાસ તો ઉચ્ચાર્યો હોત.

નર્મદને યે એવું થયું. નર્મદને મહાકાવ્યનાં સ્વપ્નાં પડયાં, પણ સ્વપ્ન સફળ ન થયાં. એનો સંસાર એને ઘસડી ગયો, સમયના વાયુ એને ધકેલી લેઈ ગયા. નવલરામભાઇ નર્મદને સમયમૂર્તિ કહે છે.

કવિતાની સુન્દરતા ને સુકુમારતા એટલે શાકુન્તલ

ને મેઘદૂત. મહાકાવ્યનાં ભવ્યતા ને બેરીનાદ એટલે મહા-ભારત ને ઇલિયડ.

એ સહુ મહાકવિઓ ને મહાકાવ્યો. કાળનાં એ અમર સન્તાનો. કાવ્યકલાના એ જગતપ્રશસ્ત કીર્તિસ્થંભ. ગુજરાત ! એવાં જગતઆદર્શોને અવલંબી સુકુમાર કે ભવ્ય કવિતા રચજે. વાદળની છાયા ઝીલ્યે પૃથ્વી ફલદ્રુપ નહિ થાય; વાદળનાં જળ ઝીલી પચાવ્યે વસુન્ધરાના વસુઓ મ્હોરી ઉઠે છે.

સરતનાં ઐતિહાસિક શમણુંઓને યે શાં શાં સંભારવાં? એ ઈતિહાસસ્વપ્નાં યે સ્વપ્નાંની પેઠે સ્વપ્નવત્ થઈ ગયાં.

સૂરત એટલે મુગલાઇની જાહોજલાલી, મક્કા શરીફનું મુખદ્વાર. મુગલ શહેનશાહો ને શહેરનશાહબાનૂઓથી સૂરત સોહામણું હતું. સૂરતનો ભાગ્યોતૂટયો કિલ્લો–જીરણ દુર્ગ એ કાળનું અવશેષ સ્મરણચિહ્ન છે. સૂરત એટલે મધ્યયુગની મુંબઈનગરી.

અને મધ્યયુગમાં યૂરોપ ખંડ એશિયાને આંગણે ઉતર્યો અને એ આંગણું તે સૂરત. તાપી માતાને ઓવારે ચોર્યાશી બન્દરના વાવટા ફરફરતા, પૃથ્વીની પ્રજાપ્રજાના પ્રજાધ્વજ ઉડતા. દેશદેશાન્તરના જહાજ ત્ય્હારે સૂરતને કિનારે નાંગરતાં.

પ્રાચીન યુગની નાલાસોપારાની સાગરકીર્તિ મધ્ય યુગમાં સૂરતને સાંપડી; ને સૂરતની મધ્ય યુગની સાગર-કીર્તિ અર્વાચીન યુગમાં મુંબઇ નગરીને સાંપડી.

ત્રણ યુગનાં ભારતવર્ષનાં એ પશ્ચિમદિશનાં દેશદ્વાર.

સૂરતનાં એ ઈતિહાસસ્વપ્નાં સ્વપ્નવત્ થઇ ગયાં; પાછળ ઝાંખી પગલીઓ મૂકતાં ગયાં.

સૂરતમાં હું પહેલ્લો આવ્યો ત્હારે સ્વ. મોહનલાલ ઝવેરી વાનપ્રસ્થાશ્રમમાં પ્રવેશતા હતા, ને તે પ્રસંગના મેળાવડા મળતા હતા. એ વાતને ચાળીશેક વર્ષ વીતી ગયાં છે. નાણાવટને નાકે ત્હારે મીશન બ્રાન્ચમાં ઇંગ્રેજી ત્રીજું ધોરણ ભણતો. હરિપુરામાં સ્વામીનારાયણના મન્દિરે અમે રહેતા. મહેમદાવાદના એક વડાગરા ગૃહસ્થ આવતા. જૈન ઉપાશ્રયે જઈ વડાગરાવેડા કરી આવતા, ને સ્હાંઝે જંગ જીત્યાના પરાક્રમભાવે અમને એ પરાક્રમવાર્તાઓ કહેતા. આશ્ચર્યના અદ્‌ભુત ભાવે અમે બાલકો એ વાતો સાંભળતા. બળેવના મેળામાં કિલ્લાના મેદાનમાં કેળાં ને કેળાં જેવડી કાકડીમાં ચટણી ને લીંબુ ભરી પૈસે પૈસે આપતા એ સ્વાદ આજે યે સાંભરે છે.

સૂરતમાં છેલ્લો હું આવ્યો હતો ગયા જૂન માસમાં. એ વાતને બાર માસ થઇ ગયા. ‘ દિન ગણુન્તાં માસ, માસ ગણુત વરસે ગયું.’ એ બાર માસમાંનો સૂરતની જનતાનો એક વિષાદપ્રસંગ આજ સાંભરતાં સાલે છે. ગયે વર્ષે આ જ નગરમંડપમાં હિન્દુ, ઇસ્લામી, ખ્રીસ્તી, પારસી બ્રાહ્મણોએ એકઠા મળી નિજનિજની ધર્મપ્રથાએ પ્રાર્થના કીધી હતી. અધ્યક્ષપદેથી મ્હેં સૂરતને ત્હારે અભિનન્દન આપ્યું હતું. તે પછી તો દેશભરમાં ઉડતી ઝાળના અંગારા સૂરતમાં યે આવી પડયા; ને એ અંગારાની અગ્નિજ્વાલા થઇ ભભૂકી. કહેવાઈ કહેવાઇને એ શબ્દોના કૂચા યે વળી

મા કે હિન્દુઇસ્લામીઓ ભારતની બે આંખો છે; કઇ ફોડીશું ? એકકેને યે ફોડી નહિ ખાલ્વે. અજે એ આંખો પરસ્પરને ફોડી રહી છે. દષ્ટિ દષ્ટિથી અફળાય છે, હીરો હીરાને કાપે તેમ કિરણ કિરણને કાપે છે ને એ કાપાકાપે ભારતનો આત્મા કપાય છે. ઉભય પ્રજાઓને એક ઓથ શબ્દ આજ કહેતો જાઉં છું; ઇસ્લામી ! આમેર જો, ને બિન્ધકનશાળી થા. હિન્દુ ! આત્માને ઓળખ, ને અનભેશાળી થા.

આંખડલી અનભેમાં રમતી,
ઉછળે ઉરનાં પૂર;
સત્ ચિત્ આનન્દે ખેલન્દા,
ધર્મધુરન્ધર શૂરઃ
મળજો જતી–સતી રે કોઇ અહાલેકને દરબાર.

સૂરતનો સાહિત્યનો ઇતિહાસ, વ્હેપારવણજનો ઇતિહાસ, દેશી કારીગિરિનો ઇતિહાસ, સંસારસુધારાનો ઇતિહાસ, રાજકીય ઉથલપાથલોનો ઇતિહાસઃ એ આજ નહિ વિસ્તારૂં. જૈન મેઘદૂતોમાં મધ્યયુગના ગોપીપુરાનું ને ગોપીપુરામાંના ઉપાશ્રયની જાહોજલાલીનું વૈભવશાળી વર્ણન છે એનું યે માત્ર નામનિર્દેશ કરીશ. યૂરોપની મહા-પ્રજાઓની જીરણ કોઠીઓ સજીવન રહે તો તે ઇતિહાસનાં સ્મરણપગલાં છે એ કહેવાની યે આવશ્યકતા માનતો નથી. બાલાજીનું મન્દિર રચી આપનાર અર્જુનજી શ્રીકૃષ્ણજી ત્રવાડીએ કંપની સરકારને ધીરેલા કરોડ રૂપીઆનાં નગદ નાણાંનાં ગાડાંના લંગરનું સ્મરણ જ કરાવું છું. ઇસ્લામના પ્રખ્યાત ખેલર રાંદેરના ભાઈ બોટાવાળાએ સૂરતનું પૂરાઈ ગયેલું બ્હારૂ સમારાવાનું બીડું ઝડપ્યું હતું એનું યે માત્ર સૂચન જ કરીશ. ઇલીઆપુર નજીકની તાપી જોઇ છે, કઠોર આગળની તાપી જોઇ છે, સુરતરાંદેરની તાપી માતાને દેવે

ધૂમ્યો છું, ડુમસ આગળનું તાપીનું મુખ પણ દીઠું છે. હિન્દના જલમાર્ગ જાણે સૂકાઇ જ ગયા હોય એવા દેશ-વ્યવહાર અત્યહારે તો છે એટલો જ શોકોદ્ગાર આજે સુણાવીશ. વરાછાની ટાંકી સમીપનો તાપી બ્રહ્મચર્યાશ્રમ ન જોયો હોય તે જોઇ આવશો એટલી વિનંતિ કરૂં છું. આ ત્હમારા નગરમંડપને પ્રો. ગજ્જરના યશદેહનું ચિત્ર હજી નથી સોહવતું એ પણ કહી લઉં છું. હજીરા જવા–આવવાની સુગમતા વધે તો ડુમસ સમો હજીરાનો યે લાભ ગુજરાત માણે એટલું સ્મરાવું છું. શ્રી હરગોવિન્દદાસ પારેખનો સંગ્રહેલો કલાભંડાર સૂરત બહાર જશે તો ઇતિહાસની અક્ષરાવલિ એટલી ભૂંસાશે એની યે આપને યાદ આપું છું. બાકી તો આપના નગરપ્રશ્નોના સ્હમજનારા ને ઉકેલણહારા આપ જ છો. ગીતાજી કહે છે કે આત્મા એ જ આત્માનો બન્ધુ છે, આત્મા એ જ આત્માનો શત્રુ છે.

ત્હમારા કલાભંડાર ઉપરથી ત્હમારૂં કલાપ્રદર્શન સાંભરે છે. કલાપ્રદર્શન તો ત્હમારી રસિકતાની સાક્ષી પૂરતું. એ કલાપ્રદર્શન વિશે એક પ્રશ્ન પૂછું ? સૂરતને ખોળે જન્મેલી ને ગુજરાતે સરસ ઉચ્ચારેલી બે કલાકૃતિઓ એ કલા-પ્રદર્શનમાં હતી કે નહિ ?

વડોદરે કલાભવનમાં ઉપાચાર્ય–Vice Principal તરીકે જતાં પહેલાં ૧૮૮૯માં થોડાક માસ સદ્ગત મણિ-શંકર રત્નજી ભટ્ટ સૂરત હાઇસ્કુલમાં શિક્ષક હતા. સૌ કોઇ કહે છે કે એમનું સર્વોત્તમ કાવ્ય, ઈંગ્રેજ કવિ ગ્રેની ઇલેજી છે તેમ એમનું સર્વોત્તમ કાવ્ય, તે અનનુકરણીય વસન્તવિજય. એ રસકાવ્ય તાપીને તીરે રચાયું હતું.

તે પછી ત્રેવીશમે વરસે ઈ. સ. ૧૯૧૨ માં સરસ્વતી-ચન્દ્રનું નાટક સૂરતમાં ભજવાયું; ને મુંબઇથી શની–રવિવારે

Surat Excursion Train ભરી ભરી ભરછક આવતી: કંપની કમાઇ, વાંધા પડયા, પંચ બેઠું. એ અવસરે સૂરતમાં જ્યા–જયન્ત લખાયું. એ કથા તો જ્યા–જયન્તની પ્રસ્તાવનામાં છે એટલે જ્યા–જયન્તનાં વાંચનાર સૌને વિદિત જ હોય.

સૂતરખોળે જન્મેલી ગુર્જરસાહિત્યના નવયુગની એ બે કલાકૃતિઓ, વસન્તવિજય ને જ્યા–જયન્ત, સૂરતના કલાપ્રદર્શનમાં હતી કે નહિ ? કદાચ અક્ષરકલાનો સાહિત્યવિભાગ પ્રદર્શનમાં નહિ પણ હોય.

ઇતિહાસનો અભ્યાસી નથી તે કાળને ઓળખતો નથી; જે કાળને ઓળખતો નથી તે સંસારશાસ્ત્રી નથી. નર્મદે જગત્ઇતિહાસ અવલોકયો ત્‍હારે સંસારશાસ્ત્રનાં ઉભય પ્રકરણ એમને ઉકલ્યાં. દલપતે રાસમાળાના રાસાઓ સંગ્રહતાં ગુજરાતનો ઇતિહાસ ઉકેલ્યો હતો, ને રત્નમાળ છપાવી હતી.

માત્ર ઇતિહાસ ઉચ્ચારે ને ઇતિહાસની ફિલસુફી ન ઉચ્ચારે, કે આશાનો સન્દેશો ન આપે, તે કાળની શિલાઓ વીણે છે, પણ મહેલ ચણતો નથી. ભૂત ને ભાવી બન્ને ય બે આંખે નિહાળે છે એ જ વર્તમાનના સાચ્ચા ઘડનાર છે.

સૂરતનાં સપૂતો સૂરત ભણી વધુ નિહાળે તો સૂરતનું ભાવી દીસે છે તેથી ઘણું સુન્દર નીવડે. મ્હારે તો સૂરતને એટલું જ કહેવાનું છે કે Be True to Thyself.

ત્‍હારે વિચારવાનું એક જ રહે છે કે સૂરતની Self–સૂરતનું આત્મતત્ત્વ કીયું ?

નગરીઓને યે આત્મા હોય છે; ને માનવઆત્માની પેઠે એ આત્માઓના યે પૂર્વજદીધા ને સંસ્કારજન્ય પ્રાકૃતિક રંગ હોય છે. નગરીનગરીના નિરનિરાળા આત્મરંગ છે.

કાશી મક્કા ને જેરૂસેલમ એટલે ધર્મગંગાની ગંગોત્રીઓ. આટી કનૌજ ચિતોડ એટલે નરસિંહોનાં પારણાં. એથેન્સ અને પેરિસ એટલે રાજમન્ત્રો ને કલામન્દિરોનાં ધામ. રોમ લંડન દિલ્હી એટલે મહાપ્રજાઓનાં સામ્રાજ્યોનાં સિંહાસન. એમ નગરનગરના આત્મા છે, ને એ આત્માઓના નિરનિરાળા અધ્યાત્મરંગ છે. સૂરતનો અધ્યાત્મરંગ કીયો ?

સૂરત એવડી મહાનગરી નથી. છતાં સુરત શહેરનો આત્મા છે, ને એના પ્રાકૃતિક અધ્યાત્મરંગ પણ છે.

કલાની સુકુમારતા એટલે સરિતા કે સરોવરઃ કલાની ભવ્યતા એટલે મેઘાડંબર કે મહાસાગર. ગુર્જર દેશે મહાસાગર છે દ્વારિકા ને પ્રભાસને કિનારે. દુંદુભીશબ્દે ગાજતું ગુજરાતનું મહાકાવ્ય જન્મશે ત્હારે સાગરતીરેથી કે એ સાગરતીરનું જન્મશે.

સાગર સૂરતથી જરા આઘેરો છે. મહેરામણના મહાથડને શાખા ફૂટી હોય ને એ શાખાએ શાખ વળગી હોય એવું સૂરત કંઈક છે.

કલાની સુકુમારતા—સરોવર ને સરિતા તો આપણા ગુર્જર દેશની કુંજે-નિકુંજે છે. ઘટાઘટામાં મોરલા બોલે છે, કોયલ કલ્લોલે છે.

સૂરતનો આત્મા રસાત્મક છે. ગુજરાતની સૂરત રસનગરી છે, સૂરતીઓ એ રસનગરીનાં રસરસીલાંઓ છે. સૂરતનો સાચ્ચો આત્મા વિલાસી નહિ, રસિક છે.

સુરતની એ રસિકતાનો પ્રાકૃતિક રંગ કિયો છે ?

જનતાનાં પ્રારબ્ધને જેમ ઇતિહાસ ઘડે છે, તેમ ભૂગોલ પણ પ્રજાઓનાં પ્રારબ્ધને ઘડે છે. પશ્ચિમ યૂરોપની પ્રજાઓ પરસ્પરના બારણાં ઠોકે ત્હારે બેલજિયમને, અને એશિયાખો કો સિકન્દર ભારતવર્ષ જીતવા ઊતરે ત્હારે

મંજાળમે, એ પ્રારબ્ધ સોસવાં જ પડે છે. બન્દર તો સાગરને તીરે કે નદીના મુખસમીપે હોય.

સૂરતનું ભૂગોળમાં સ્થાન કદી વિચાર્યું છે?

સોનગઢવ્યારાની સીમ વટાવી દંડકારણ્ય ધરતીમાં ઢળી જાય છે ત્ય્હાં–દંડકારણ્યના સપાટ તળેટીપ્રદેશમાં, અને સાગરશાખાથી બેએક યોજનવા છેટે ને સાગરથી દશેક યોજનવા દૂર, તપતીને દક્ષિણ આરે સૂરત વસેલું છે: જાણે સાગરે ઉછાંળેલી ને તાપીએ ઝીલેલી સાચ્ચાં મોતીની છીપ; જાણે દંડકારણ્યમાંથી ઉડી આવેલી સીતાજીની વાડીની સુન્દર પદ્મપાંખડી. આવા સુકુમાર છે સૂરતના રસરંગ.

છતાં નર્મદ જેવા કો આઘે આઘેની એ સાગરઘોષણા સાંભળે છે, અને દૂર–દૂરથી એ વ્યાઘ્રગાજન્તી વનાટવીનો ઘોર સુણે છે. ને વીરત્વનો એમનો કંઇક પડઘો એના આત્મામાં ઉછળે છે.

સૂરતનું દાક્ષિણ્ય સૂરતીઓ ગુજરાતમાં સંચરે છે ત્ય્હારે પ્રગટે છે. મલયાનિલનાં દક્ષિણ વાયુ ગુજરાતને સૂરત ઉપર થઇને સાંપડે છે.

એક પડખે સૂરતથી થોડેક જ છેટે વન છે; બીજે પડખે સૂરતથી થોડેક જ છેટે સાગર છે; સૂરતની સમીપે જ સરિતાનું મ''ા છે; સરત સરિતાને તીરે છે. વન સાગર ને સરિત' બાલીપત્રની ત્રણ પાંખડીઓની વચ્ચે શિવજીને શિરે વિરાજેલું પુષ્પ ન હોય એવું સૂરત ભૂગોળસોહામણું છે.

ને એવી જ પુષ્પના સરિખડી સૂરતની સુકુમારતા છે. સૂરતના સોહાગ પ્રતાપવન્તા નહિ, જાજવલ્યમાન નહિ, સુકુમાર છે.

સૂરતનાં જમણ, સૂરતની અતલસ, સૂરતના ચોનારૂપાનાં ઝપ્પા ને કીન–તારાટપકી–સાચા–અત: સુકુમાર જ છે.

કુમારિકાની ઘૂઘરિયાળી કટિમેખળા એ સૂરતના શણગારની આજે યે સુકુમાર વિશેષતા છે. એનાં લવિંગી મરચાં, એનાં લવિંગી કેળાં, એની લવિંગી કાકડી, એનાં લવિંગી ગેંણિયાં, એની લવિંગી નારમાં સુકુમારતા મૂર્તિમન્ત છે.

સૂરત એટલે—મુખ્યત્વે—રસની સુકુમારતા.

તેથી નર્મદ દયારામની શોધમાં સંચર્યો: તેથી નવલરામે મેઘદૂતને ગુજરાતને ઓરડે ન્હોતર્યું. નર્મદે પણ સારશાકુન્તલ નાટકમાં કાલિદાસનું રસમાધુર્ય ઉતારવા યત્ન આદર્યો હતા.

સુકુમારતા ને ભવ્યતા કલાની ઢાલનાં બે પડખાં છે. કાળમીંટ શિલાઓમાંથી મધુરાં જળ ટપકે: વૈશાખના તાપ ઝીલન્તો તપતપતો રસાળ કેરીની સાખ આપે. Stern Duty વ્રત પાળનારની અન્તર્કુમાશ કાંટામાં રહેલા ગુલાબના જેવી આર હોય. લોકોત્તર મનુષ્યોનાં હૃદય ભવભૂતિ ભાખે છે કે, **वज्रादपि कठोराणि** ને **मृदुनि कुसुमादपि** પ્રફુલ્લે છે.

ત્હમારા નર્મદમાં, ત્હમારા ગજ્જરમાં કંઈક અંશે એ ઉભયની, વજ્ર ને કુસુમની છાપ હતી.

કુમારિકા ભૂમિ એટલે જનતાએ પગલું યે ન પાડયું હોય ત્હેવી પૃથ્વીની પાંખડી. કુમારાં આભ એટલે ઉડતાં પંખીની પાંખનો પડછાયો યે ન પડયો હોય એવાં ગગન. એવાં કૌમાર ભૂગોલખગોલમાં વિરલ છે.

પણ કુમારિકાની સુકુમારતા તો એથી યે કાંઈ અજબ છે. સૂરતની સુકુમારતા કુમારિકાના કૌમાર જેવી સુકુમાર છે. શકુન્તલાને માટે કાલિદાસ કહે છે કે 'મૃગોમાં એ મૃગાક્ષી વસતી.' ગુજરાતની રસનગરી સૂરત પણ આપણી સુન્દર નગરીઓની સુન્દરીઓમાં શકુન્તલા છે.

પ્રભાસમાં સોમનાથનાં ચરણ સાગર ધૂવે છે; જૂનાગઢમાં ઉત્તુંગશૃંગ ગિરનારને ખોળે ઉપરકોટનો ગઢ વિરાજે છે; પાવાગઢના પહારવિન્દે વનરાજના મન્ત્રીશ્વર ચાંપાના ચાંપાનેરનાં ખંડેર પડેલાં છે. ન્હાનકડા ગુજરાતની એ ન્હાનકડી ભવ્ય નગરીઓ.

ને અણહિલ્લપુર તો આજ ભવ્ય કરતાં ભયંકર વધારે છે.

સુદામાપુરીમાં સાગરતીરના બન્દર માર્ગની સુન્દરતા એક સાડીની કોરની સુન્દરતા સરખી છે. જામ સાહેબે જામનગરને તો જાણે ફૂલવાડી જેવું રળિયામણું રચ્યું છે. વડોદરાનાં નવાં રાજભવનોની છટા–કોલેજ, ન્યાયમન્દિર, રાજમહેલ–જૂના રાજભવનોને ભૂલાવે છે. ભાવનગરની દિવાનપરાની શેરી તો જાણે બુદ્ધિ તેમ જ લક્ષ્મીની સંયોગી શોભાની વેલ.

સૂરતની ગોપીપરાની હવેલીઓની છટા એ કોઇથી ઉતરે નહી, ને સૌની સંગાથે સોહાય એવી છે. પણ સૂરતની સુકુમારતા માત્ર એ હવેલીઓમાં જ નથીઃ સકલ નગરભરમાં વેરાયેલી છેઃ ને હવેલીઓની રોનકમાં છે એના કરતાં જનતામાં વધારે છે. જૂઈ જાઈ મોગરો પારિજાતનાં ફૂલડાં સમી સૂરતની નમણી નાજુકતા ને સુકુમારતા છેઃ ગુલાબ જાસૂદ કમળનાં પુષ્પની ભરેલી કુમાશ સૂરતની નથી. સૂરતનો ટહુકો–બહુધા–મીઠડો કોયલનો છે, ઘેરો મોરલાનો નથીઃ જો કે નર્મકવિતામાં તો કોયલ બોલે છે ને ક્‌ય્હાંક ક્‌ય્હાંક મોરે ટહુકારે છે.

મેઘની ધારાની નહિ; ચંદનીનાં કિરણની સૂરતની સુકુમારતા છે.

કો કુમારિકા નિજનું કૌમારગીત ગુંજતી હોય એવું સુમધુર રસગીત સૂરત નગરીનો રસાત્મા જાણે સદા ગુંજતો સંભળાય છે.

ફૂલડાં ઉગ્યાં અણમોલ
ચાંદલિયાની ડાંખળીએ રે;
એવા. કંઇ. રસના બોલ
ઉગે મ્હારી આંખડીએ રે,
ચાંદણીઓ વેરી ચન્દ્ર ચાલે રે
ઠમક ઠમક ઠમકન્ત;
વેરૂં હું એવી તેજપગલીઓ
મારગડે મલકન્તઃ
ચાંદલિયાની ડાંખળીએ રે.
સેંથે ઓઢી મેઘઓઢણી રે,
ચન્દની ચણિયાને ઘેર;
ચન્દ્રકલા આ કલા કરી ચમકે;
કરૂં હું કલા એ પેર;
ચાંદલિયાની ડાંખળીએ રે.
કિરણો રચે અલબેલડી રે
અલકલટો ચન્દ્રભાગ્ય;
છૂટો મેલ્યો મ્હારો અજબ છટાનો
અંબોડલાનો સોહાગ;
ચાંદલિયાની ડાંખળીએ રે.
રૂપનો સાગર ડોલતો રે,
ચન્દ્રી ઝીલે એ જુવાળ;
કોડ ભરી એવાં હું ય કુમારી
દેવસુધાનો થાળ;
ચાંદલિયાની ડાંખળીએ રે.
ફૂલડાં ઉગ્યાં અણમોલ ચાંદલિયાની ડાંખળીએ રે;
એવા અમૃતના બોલ ઉગે મ્હારી આંખડીએ રે.